કુચ્છીનુ

## કુચ્છી વાણીમાં ગરવી 'ગુજરી ભાશા'માં ભણતર તથા

# ગુજરાતી સાહિત્ય



મઢ(કચ્છ)નું વેર ભાંગ્યાના લખતના દસ્તાવેજ પરનું ત્રિશૂળ


લેખક

રામસિંહજી રાઠોડ



રણુજિતરામ



રામસિંહ રાઠોડ

શ્રી
ગુજરાત સાહિત્ય સભા
અમદાવાદ,




આપણું ગુજરાતી સાહિત્ય અને ભાષાનું અત્યાર લગી
અણચીંધ્યું રહેલું પણ એક ગરવું પાસું
કચ્છનું
'ગરવી ગુજરી ભાશા'માં, મધુર વ્રજ ભાષામાં
અને વતનની વાણી કચ્છીમાં
ભણતર
અને
ગુજરાતી સાહિત્ય તથા ભાષા-
ની રજૂઆત, ગુજરાતની અસ્મિતાને જાગ્રત કરનાર
અને ગુજરાતના લોકસાહિત્યના પ્રોત્સાહક મહાનુભાવ
રણુજિતરામના નામસ્મરણ સાથે આજના આ ભાગ્યયોગે,
આપની સમક્ષ રજૂ કરતાં મને હરખ થાય છે.

ઈ.સ. પૂર્વે છેલ્લા બે સૈકાઓમાં કચ્છનો પ્રદેશ—જ્યારે તે આભીર નામે ઓળખાતો અને તેની અને સૌરાષ્ટ્રની આસપાસ જળમાર્ગ હતો.




## સાહિત્યનું ભણતર

ભાષા અને સાહિત્યનાં વ્યાસંગ, વ્યાપાર અને વ્યવહાર એ લોકસંસ્કાર અને લોકસંસ્કૃતિનું ખરું ભણતર છે, એટલે એમાં લોકભાષા અને લોકસાહિત્યની ગણતરી મોખરામાં આવી જાય છે. લોકવાણીનું કંઠસ્થ સાહિત્ય પણ પ્રજાજીવનની સંસ્કૃતિની વિકાસગાથામાં મહત્ત્વનો ગણનીય મણકો છે. લોકસમૂહના વસવાટની ભૌગોલિક પરિસ્થિતિ અને લોકાચારની ઐતિહાસિક પરંપરા ચોક્કસ પ્રદેશનાં સાહિત્ય અને ભાષાના ઘડતરનું કારણભૂત મુખ્ય અંગ રહી છે. આ નજરે ભારતના પશ્ચિમ પ્રદેશમાં 'ગુજરી ભાશા'નું અને એના સાહિત્યનું કાલમાનમાં જે રીતે ઘડતર થયું છે તેમાં 'કચ્છ' દેશ અને કચ્છીઓનો હિસ્સો મહત્ત્વનો છે. જોકે ભૌગોલિક રીતે ભારતના અન્ય ભૂમિભાગોથી કચ્છ પ્રદેશ કાંઈક અલગ પડી રહેલો છે, છતાં ગુજરાતનો એ ઉત્તર સીમાડો ગુર્જર સાહિત્ય, સંસ્કાર અને સંસ્કૃતિમાં એનું એક આગવું અંગ રહ્યો છે.

### 'કચ્છી'નું ઘડતર

કચ્છનું નામ તો હવે જગજાહેર થઈ ચૂક્યું છે. ગુજરાતની આ ઉત્તર સરહદે પાકિસ્તાને આ વર્ષે જેમ આક્રમણ કર્યું તેમ પરાપૂર્વથી આપણા સીમાડે સિંધ તરફથી આક્રમણો આવતાં રહ્યાં છે. પ્રાચીન કાળથી જુદી જુદી પ્રજાઓનાં ધાડાં ઉત્તરમાંથી આવી ભારતના આ ભૂમિભાગમાં પ્રવેશ્યાં છે અને એમ કરી કચ્છમાંથી પસાર થઈ આગળ વધ્યાં છે; તો કોઈ કોઈ એમ કરતાં કચ્છમાં વસાહતી બની કાયમી વસવાટ કરી બેસી ગયાં છે. તાજી

જ વાત કરીએ: ભારત અને પાકિસ્તાનનું વિભાજન થયું, સિંધી નિર્વાસિતો ભારતના જુદાજુદા ભાગમાં આવી વસ્યા. તેમ એમનું એક મોટું જૂથ, મહા-બંદર કંડલાની સ્થાપના થઈ એનાથી જે પડેલાં, કચ્છમાં એ સ્થળે ગાંધીધામ વસાવી કરીધામ થયું. આ વસાહતીઓની મૂળ ભાષા સિંધી, જ્યારે કચ્છમાં ગુજરાતી ભાષાનું ચલણ. કચ્છની પ્રાદેશિક ભાષા તરીકે ગુજરાતીના પ્રાબલ્ય નીચે આ વસાહતીઓ ઉપર દ્વિભાષાની અસર સ્વાભાવિક થતી રહી છે. એમના ગુજ-રાતી બોલવાના લોકવ્યવહારના પ્રયત્નમાં એમની બોલીની ગુજરાતી ભાષાની શબ્દ અને રૂપની સમૃદ્ધિમાં પણ આ સિંધી અસરનું કેટલુંક નવીન તત્ત્વ ઉમેરાતું જાય છે. અગમ્ય રીતે અને કાલક્રમે ધીરી ગતિએ ભાષા–બોલીનું રૂપાંતર ઘડતર આપણી પ્રત્યક્ષ થતું આપણે જોઈએ છીએ. એ નજરે અતીતના ઊંડાણમાં ડોકિયું કરીશું તો 'કચ્છી' બોલીનું ઘડતર ઐતિહાસિક ઘટનાના લગભગ એવા જ સંજોગોમાં નવમી-દસમી સદીના ગાળામાં કચ્છમાં થવા પામ્યું છે.

## કચ્છની 'ગુજરી ભાષા'

ભારતની આ પશ્ચિમધરા ઉપર કંઈ કેટલી યે પ્રજાનાં ધાડાં, જેવાં કે હૈહયો, યાદવો, મૌર્યો, યવનો, શકો, ક્ષત્રપો, ઈરાનીઓ, હૂણો, મૈત્રકો, ગુર્જરો, ચાલુક્યો વગેરે—એમની રાજસત્તાઓ આ પ્રદેશમાં આવી છે અને ઇતિહાસના કાલક્રમમાં સમાજજીવન ઉપર એમની છાપ મૂકતી ગઈ છે. વિ. સં. ૬૦૦ની આસપાસ ભારતની પશ્ચિમધરાની ઉત્તર મરુભૂમિમાં ગુર્જરજાતિનું આગમન થયું ત્યારથી કચ્છની પૂર્વે આવેલો એ ભૂભાગ ગુર્જર કે ગુર્જરદેશ (અલ્બીરૂનીએ જેને 'ગુજ્રાત' કહ્યો છે તે) નામે ઓળખાવાની શરૂઆત થઈ. ઇતિહાસની રંગભૂમિમાં સૌરાષ્ટ્રમાં વલભીના વિનાશ પછી સારસ્વત-મંડલ (જે પછી મૂળ-રાજના સમયથી ગુર્જરદેશ કે ગુજરાત નામે વ્યાપક થવા લાગ્યો તે)માં ચાવડા અને સોલંકીનો ઉદય થયો. ચાવડાઓએ કચ્છના રણને કાંઠે પંચાસરમાં ગાદી સ્થાપી. નવમી-દસમી સદીના અરસામાં કચ્છના કંડ પરગણા (હાલના લખપત તાલુકા) સુધી ચાવડાઓની આણ વર્તાતી. ત્યાં વાઘમચાવડાગઢ(પાટગઢ)માં વાઘમ ચાવડાનો જ્યારે અમલ હતો ત્યારે એના ભાણેજ મોડ અને મનાઈ સમા સિંધમાંથી નગોડાઈ વાઘમ પાસે શરણાર્થી બની આશરે આવી રહ્યા, પછી એમણે દગાથી વાઘમનો ઘાત કર્યો અને પાટગઢનો કબજો લીધો. એમ કરી એમણે ચાલુક્યિક સાંધા પાસેથી સૂતરીગઢનો કબજો લીધો અને કચ્છમાં સમા-સત્તાનું વર્ચસ જમાવ્યું. એમના વંશમાં પછી મૂળરાજ સોલંકીના સમયમાં લાખો ફૂલાણી જોરમાં આવ્યો.

## કચ્છી બોલીનો જન્મ

'श्रीमूलराजपुरुषोत्तमोऽवधीद् दुर्मदामीरान्'.

એમ હેમચંદ્રની સિદ્ધહૈમપ્રશસ્તિના બીજા શ્લોકમાં મૂળરાજે આભીરો-(કચ્છના રહીશો)ને માર્યાનો ઉલ્લેખ છે, પણ લાખાનો ભત્રીજો પુંઅરો નબળો નીકળ્યો; અને એના મૃત્યુ પછી ચાવડા સરદાર અહિવનરાજે એના રાજ્યનો કબજો લઈ પાટણની સોલંકી સત્તાના ખંડિયા તરીકે પોતાનો અમલ શરૂ કર્યો. પણ પછી અગિયારમી સદીની અધવચ્ચે લાખા જાડેજાની સરદારી નીચે સમાઓની એક જોરદાર ટોળી કચ્છમાં ચડી આવી અને કચ્છમાં એમણે પોતાનો અડ્ડો જમાવ્યો ત્યારથી સમા-સત્તાનું જોર કચ્છમાં વધતું ચાલ્યું. આ સમાઓની અને સુમરાઓની બોલી, એમની પોતીકી એ કાળની સિંધી હતી. કચ્છમાં એ વખતના રહીશોની ત્યારે તળપદી આભીરી બોલી કચ્છમાં પ્રચલિત હતી. આ બંને બોલીઓનો પરસ્પર સમન્વય થયો તેમાંથી—એના મિશ્રણમાંથી કાળે કરી એના રૂપાંતરિત ભેદમાં કચ્છી બોલીનો જન્મ થયો.

## 'આભીરી' ભાષા

ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિના વિકાસક્રમમાં આ 'આભીરી' ભાષાને એનું એક પ્રાચીન રૂપ ગણાવાય છે. કચ્છ દેશમાં આભીરો આવી વસ્યા એ પરથી ત્યારે કચ્છ 'આભીર' નામે ઓળખાતો. આ આભીરોની બોલી તે 'આભીરી' કહેવાતી. ત્યારની આ દેશભાષા એટલે કે આભીરોની જાતિવિશિષ્ટ આ લોકબોલીનો બોલીભેદે ભરત (ઈ. સ. ૨૦૦) 'આભીરોક્તિ' કહી ઉલ્લેખ કરે છે. વલભીના ઉદયકાળ પહેલાં આભીરમાં આભીરો એટલે કચ્છના રહીશો અને ભારતની આ પચ્છમધરામાં વસતા બીજા લોકો બોલતા તે આભીરી બોલીને સાહિત્યની મુલવણીમાં 'અપભ્રંશ' ગણાવી છે. 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ'માં (શ્રી. બેચરદાસ જીવરાજ દોશી, ૧૯૪૩) 'પ્રાકૃત' અને 'સંસ્કૃત' ભાષાને બે બહેનો જેવી કહી ને 'અપભ્રંશ'ને એઓની ત્રીજી બહેન તરીકે લેખાવી છે. વૈદિક યુગની આદિમ પ્રાકૃતમાંથી કાલાનુક્રમે અપભ્રંશની ઉત્પત્તિ બતાવી છે. આ અપભ્રંશને ગુજરાતીની જનની ગણાવી છે. બારમા શતકમાં બોલાતી 'આભીરી' કે અપભ્રંશને 'ઊગતી ગુજરાતી' કહી છે, એટલે કે દસમાથી ચૌદમા શતક સુધી અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી અને પંદરમાથી સત્તરમા શતક સુધી મધ્યકાલીન કે જૂની ગુજરાતી ભારતની આ પચ્છમધરાની ભાષા તરીકે પ્રચલિત હતી. મુસલમાનોના આગમન પછી પ્રાંતો પ્રાંતો વચ્ચેનો સંપર્ક ઘટતાં પ્રદેશ પ્રદેશની દેશભાષાની સ્વતંત્ર અને નિશ્ચિત ખિલવણી થવા લાગી, ભાષાદેહના બંધારણમાં સ્થિરતા આવવા લાગી, જે થતાં મૂળ અપભ્રંશ દેશભાષામાંથી ઉત્ક્રાંતિમાં

જ વાત કરીએ: ભારત અને પાકિસ્તાનનું વિભાજન થયું, સિંધી નિર્વાસિતો ભારતના જુદાજુદા ભાગમાં આવી વસ્યા, તેમ એમનું એક મોટું જૂથ, મહાબંદર કંડલાની સ્થાપના થઈ એનાથી યે પહેલાં, કચ્છમાં એ સ્થળે આદિપુર વસાવી ઠરીઠામ થયું. આ વસાહતીઓની મૂળ ભાષા સિંધી, જ્યારે કચ્છમાં ગુજરાતી ભાષાનું ચલણ. કચ્છની પ્રાદેશિક ભાષા તરીકે ગુજરાતીના પ્રાબલ્ય નીચે આ વસાહતીઓ ઉપર દ્વિભાષાની અસર સ્વાભાવિક થતી રહી છે. એમના ગુજરાતી બોલવાના લોકવ્યવહારના પ્રયત્નમાં એમની બોલીની ગુજરાતી ભાષાની શબ્દ અને રૂપની સમૃદ્ધિમાં પણ આ સિંધી અસરનું કેટલુંક નવીન તત્ત્વ ઉમેરાતું જાય છે. અગમ્ય રીતે અને કાલક્રમે ધીરી ગતિએ ભાષા–બોલીનું રૂપાંતર ઘડતર આપણી પ્રત્યક્ષ થતું આપણે જોઈએ છીએ. એ નજરે અતીતના ઊંડાણમાં ડોકિયું કરીશું તો 'કચ્છી' બોલીનું ઘડતર ઐતિહાસિક ઘટનાના લગભગ એવા જ સંજોગોમાં નવમી-દસમી સદીના ગાળામાં કચ્છમાં થવા પામ્યું છે.

## કચ્છની 'ગુજરી ભાશા'

ભારતની આ પશ્ચિમધરા ઉપર કંઈ કેટલી યે પ્રજાનાં ધાડાં, જેવાં કે હૈહયો, યાદવો, મૌર્યો, યવનો, શકો, ક્ષત્રપો, ઈરાનીઓ, હૂણો, મૈત્રકો, ગુર્જરો, ચાલુક્યો વગેરે—એમની રાજસત્તાઓ આ પ્રદેશમાં આવી છે અને ઇતિહાસના કાલક્રમમાં સમાજજીવન ઉપર એમની છાપ મૂકતી ગઈ છે. વિ. સં. ૬૦૦ની આસપાસ ભારતની પશ્ચિમધરાની ઉત્તર મરુભૂમિમાં ગુર્જરજાતિનું આગમન થયું ત્યારથી કચ્છની પૂર્વે આવેલો એ ભૂભાગ ગુર્જર કે ગુર્જરદેશ (અલ્બીરૂનીએ જેને 'ગુજ્રાત' કહ્યો છે તે) નામે ઓળખાવાની શરૂઆત થઈ. ઇતિહાસની રંગભૂમિમાં સૌરાષ્ટ્રમાં વલભીના વિનાશ પછી સારસ્વત-મંડલ (જે પછી મૂળરાજના સમયથી ગુર્જરદેશ કે ગુજરાત નામે વ્યાપક થવા લાગ્યો તે)માં ચાવડા અને સોલંકીનો ઉદય થયો. ચાવડાઓએ કચ્છના રણને કાંઠે પંચાસરમાં ગાદી સ્થાપી. નવમી-દસમી સદીના અરસામાં કચ્છના કંડ પરગણા (હાલના લખપત તાલુકા) સુધી ચાવડાઓની આણ વર્તાતી. ત્યાં વાઘમચાવડાગઢ(પાટગઢ)માં વાઘમ ચાવડાનો જ્યારે અમલ હતો ત્યારે એના ભાણેજ મોડ અને મનાઈ સમા સિંધમાંથી તગેડાઈ વાઘમ પાસે શરણાર્થી બની આશરે આવી રહ્યા, પછી એમણે દગાથી વાઘમનો ઘાત કર્યો અને પાટગઢનો કબજો લીધો. એમ કરી એમણે ચૌલુક્કિક સાંઘો પાસેથી ગુંતરીગઢનો કબજો લીધો અને કચ્છમાં સમા-સત્તાનું વર્ચસ જમાવ્યું. એમના વંશમાં પછી મૂળરાજ સોલંકીના સમયમાં લાખો ફુલાણી જોરમાં આવ્યો.

## કચ્છી બોલીનો જન્મ

'श्रीमूलराजपुरुषोत्तमोऽवधीद् दुर्मदाभीरान्'.

એમ હેમચંદ્રની સિદ્ધહૈમપ્રશસ્તિના બીજા શ્લોકમાં મૂળરાજે આભીરો-(કચ્છના રહીશો)ને માર્યાનો ઉલ્લેખ છે, પણ લાખાનો ભત્રીજો પુંઅરો નબળો નીકળ્યો; અને એના મૃત્યુ પછી ચાવડા સરદાર અહિવનરાજે એના રાજ્યનો કબજો લઈ પાટણની સોલંકી સત્તાના ખંડિયા તરીકે પોતાનો અમલ શરૂ કર્યો. પણ પછી અગિયારમી સદીની અધવચ્ચે લાખા જાડેજાની સરદારી નીચે સમાઓની એક જોરદાર ટોળી કચ્છમાં ચડી આવી અને કચ્છમાં એમણે પોતાનો અડ્ડો જમાવ્યો ત્યારથી સમા-સત્તાનું જોર કચ્છમાં વધતું ચાલ્યું. આ સમાઓની અને સુમરાઓની બોલી, એમની પોતીકી એ કાળની સિંધી હતી. કચ્છમાં એ વખતના રહીશોની ત્યારે તળપદી આભીરી બોલી કચ્છમાં પ્રચલિત હતી. આ બંને બોલીઓનો પરસ્પર સમન્વય થયો તેમાંથી—એના મિશ્રણમાંથી કાળે કરી એના રૂપાંતરિત ભેદમાં કચ્છી બોલીનો જન્મ થયો.

## 'આભીરી' ભાષા

ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિના વિકાસક્રમમાં આ 'આભીરી' ભાષાને એનું એક પ્રાચીન રૂપ ગણાવાય છે. કચ્છ દેશમાં આભીરો આવી વસ્યા એ પરથી ત્યારે કચ્છ 'આભીર' નામે ઓળખાતો. આ આભીરોની બોલી તે 'આભીરી' કહેવાતી. ત્યારની આ દેશભાષા એટલે કે આભીરોની જાતિવિશિષ્ટ આ લોકબોલીનો બોલીભેદે ભરત (ઈ. સ. ૨૦૦) 'આભીરોક્તિ' કહી ઉલ્લેખ કરે છે. વલભીના ઉદયકાળ પહેલાં આભીરમાં આભીરો એટલે કચ્છના રહીશો અને ભારતની આ પશ્ચિમધરામાં વસતા બીજા લોકો બોલતા તે આભીરી બોલીને સાહિત્યની મુલવણીમાં 'અપભ્રંશ' ગણાવી છે. 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ'માં (શ્રી. બેચરદાસ જીવરાજ દોશી, ૧૯૪૩) 'પ્રાકૃત' અને 'સંસ્કૃત' ભાષાને બે બહેનો જેવી કહી ને 'અપભ્રંશ'ને એઓની ત્રીજી બહેન તરીકે લેખાવી છે. વૈદિક યુગની આદિમ પ્રાકૃતમાંથી કાલાનુક્રમે અપભ્રંશની ઉત્પત્તિ બતાવી છે. આ અપભ્રંશને ગુજરાતીની જનની ગણાવી છે. બારમા શતકમાં બોલાતી 'આભીરી' કે અપભ્રંશને 'ઊગતી ગુજરાતી' કહી છે, એટલે કે દસમાથી ચૌદમા શતક સુધી અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી અને પંદરમાથી સત્તરમા શતક સુધી મધ્યકાલીન કે જૂની ગુજરાતી ભારતની આ પશ્ચિમધરાની ભાષા તરીકે પ્રચલિત હતી. મુસલમાનોના આગમન પછી પ્રાંતો પ્રાંતો વચ્ચેનો સંપર્ક ઘટતાં પ્રદેશ પ્રદેશની દેશભાષાની સ્વતંત્ર અને નિશ્ચિત ખિલવણી થવા લાગી, ભાષાદેહના બંધારણમાં સ્થિરતા આવવા લાગી, જે થતાં મૂળ અપભ્રંશ દેશભાષામાંથી ઉત્ક્રાંતિમાં

ધીમા ફેરફાર થતાં થતાં અર્વાચીન ગુજરાતીનો આરંભ તો છેક સત્તરમી સદીથી થયો ગણાવાય છે. સોળમી સદી સુધી ગુજરાત અને પશ્ચિમ રાજસ્થાનની 'ગુજર ભાખા' તરીકે ઓળખાતી ભાષા એક જેવી હતી. આજથી પાંચસો વર્ષ પહેલાં ભારતમાં ભાષાની દૃષ્ટિએ વિશેષ ઐક્ય જેવું હતું અને દેશના સર્વ પ્રાંતોમાં સમજાય તેવી એક જેવી ભાષા સર્વત્ર સાધારણપણે પ્રચલિત હતી. આ રીતે એક કાળે આભીર નામે ઓળખાતા પ્રાચીન કચ્છ-પ્રદેશને અને પછીથી ગુજરાત તરીકે વ્યક્તિત્વ પામી અસ્તિત્વમાં આવેલા ગુર્જર દેશને ભાષાવિકાસના રચાયેલા આ ઇતિહાસમાં અલગ પાડી શકાય એમ નથી. આ પ્રદેશમાં ગુજરાતી ભાષાસ્વરૂપનું જે ઘડતર થયું છે તેમાં ભાષાભેદનાં નિમિત્તોની ઘટના એકસરખી બનતાં ભાષાદેહના પરિવર્તનની ક્રિયા નિરંતર એકસરખી રહી છે. માત્ર કચ્છની અલગ ભૌગોલિક પરિસ્થિતિને લીધે પછીના કાળમાં ત્યાં જે ત્વરિત પરિવર્તનો થવાં જોઈએ તેની અસર નહિ થતાં 'કચ્છી' બોલી એની આગવી વિશિષ્ટતામાં જેમની તેમ જળવાઈ રહી છે અને એ સાથે ભાષા તરીકે એકતાંતે ગુજરાતી ચલણી રહી છે.

## 'ઊગતી ગુજરાતી' આભીરી બોલીનું કચ્છમાં વર્તમાન ચલણ

કચ્છમાં ગુજરાતી ભાષાના આ ચલણમાં ગુજરાતમાં બીજે ક્યાંય નહિ તેવું ગુજરાતી ભાષાના ઐતિહાસિક સ્વરૂપનું એનું પ્રાચીન રૂપ આજે પણ કચ્છમાં એની આહીરાતમાં પ્રચલિત રહી જળવાયેલું જોવા મળે છે. આપણા પૂર્વજો બોલતા તેવી 'આભીરી'—આપણી પ્રાચીન ગુજરાતી બોલી કચ્છમાં તેના મિયાણીપટમાં પ્રાંથડિયા આહીરો આજે પણ બોલે છે. આપણી હાલની ગુજરાતી ભાષાનું એ વર્તમાન અસલી સ્વરૂપ છે. આ પ્રાંથડિયા આહીરો જૂના આભીરોના વંશજ છે; અને એઓ જેવી બોલે છે તેવી બોલી એક કાળે આપણા વડવાઓ બોલતા, પણ અત્યારે આપણને એ પરાઈ બોલી અને ગામડી જેવી લાગે છે. ભાષાના અભ્યાસીઓ કચ્છમાં જો આના તાળા મેળવે તો ગુજરાતી ભાષાના ઇતિહાસની આમાંથી અવનવી ને રસભર સામગ્રી મળી રહેશે. પ્રાંથડિયો આહીર બોલે છે, 'મું ભણે માણી લંક લચકુ ગી તી અજ્જુણો મું કણે કાણું કમ્મ લેહે? અહેં મીણી બૈઠી સે ઈને હરત તી ઈ જિહે'—"હું કહું છું કે મારી કમ્મર લચકાઈ ગઈ છે તે આજે મારી કને શું કામ લેશે? આ બહેન બેઠી છે તે એનાથી નક્કી કર તે એ જશે." સોળમી સદી સુધી ગુજરાતીમાં કહેવાના અર્થમાં 'ભણ' ધાતુનો પ્રયોગ પ્રચલિત હતો, હવે વર્તમાનમાં આપણે 'ભણ' એટલે અભ્યાસ કરવો એ અર્થમાં એને ઘટાવીએ છીએ, જ્યારે કચ્છના

પ્રાંથડિયા આહીરો કહેવું એટલે 'ભણવું' એમ આજે પણ બોલે છે. બીજા પણું અપભ્રંશના ઘણા ઘણા 'લંક' જેવા શબ્દપ્રયોગો અને ભૂતકૃદંતનાં ને બીજાં વ્યાકરણરચનાનાં પ્રાચીન રૂપોનાં એવાં જ મૂળ રૂપ એઓ આજે યે વાપરે છે અને એમ કરી ગુજરાતી બોલીની અસલિયત જાળવી રહ્યા છે.

કચ્છના આ મૂળ આદિવાસીઓ આહીર અને રબારીની બોલી તો અસલથી એમની પોતીકી ગુજરાતી રહી છે. કચ્છમાં વાગડ, પ્રાંથડ, મોટા રણની મધ્યમાં આવેલ ખડીર, મિયાણી અને માકપટમાં કચ્છી બોલીની અસર વિનાની ગુજરાતી બોલી મૂળથી જ બોલાતી રહી છે. આ લોકોનાં રીતરિવાજ, રહેણીકરણી, આચાર અને બોલી ઉત્તર ગુજરાત અને ખાસ કરી વઢિયારની ભૂમિને સવિશેષ મળતાં રહ્યાં છે અને એનાં ઐતિહાસિક કારણો પણ છે.

### કચ્છીનો પ્રભાવ–પ્રસાર

કચ્છમાં સમાઓ પ્રવેશ્યા તે અરસામાં જ સિંધુતીરના એ પ્રદેશમાંથી ને જેસલમેર તરફથી સંસ્કાર-સંબંધે ભટ્ટી અને લુહાણાનાં જૂથ પણ કચ્છમાં પ્રસર્યાં. સમાઓની અને એમની અસર તળે ઓસવાળ, ભણસારી, ચારણ, મેઘવાળ વગેરેની બોલી પણ એમની અસલ બોલી અને કચ્છમાં એ કાળે બોલાતી આભીરીના સંપર્કમાં રૂપાંતરિત થઈ કાળે કરી 'કચ્છી' બની ગઈ. કચ્છીમાં સિંધી જેમ સિંધસહોદર રાજસ્થાનની જેસલમેરી ભાષા પણ સિંચાયેલી છે. આમ કચ્છના ગએડો એટલે હાલનો લખપત તાલુકો, અબડાસો, કાંઠી, બન્ની અને પચ્છમમાં જ્યાં જ્યાં આ સિંધ-પંજાબની અસરવાળી બોલી બોલતા નવા વસાહતીઓનું જૂથ પ્રસર્યું ત્યાં ત્યાં આ કચ્છી બોલીનું પ્રાબલ્ય વધતું ચાલ્યું.

કાલાંતરે ગુજરાતમાં જ્યારે સોલંકીઓ અને વાઘેલાની સત્તા નબળી પડી ગઈ ત્યારે સમાઓ કચ્છમાં જોરમાં આવતા ગયા. તેરમી સદીમાં સમાઓના વંશજ કાંયાજીએ કાઠીઓને કચ્છમાંથી હાંકી કાઢ્યા અને પોતાની હકૂમત વધારી.

'કાંઇએ કાઠી કઢેઆ ચાવડા ચોધાર,
સમે સીમાડા કેઆ જેંજો અંત ન પાર.'

આ કાઠીઓ સૌરાષ્ટ્રમાં જઈ વસ્યા અને ત્યાં એમના નામથી એ પ્રદેશ 'કાઠિયાવાડ' કહેવાયો. આ સૌરાષ્ટ્રના ઓખામંડળમાં, હાલારમાં, જામનગર, ધ્રોળ, સરધાર, રાજકોટ, ગોંડલ, મોરબી વગેરેમાં આ સમા કે જાડેજા સત્તાના કાંટા પ્રસર્યા અને ત્યાં ત્યાં એમની આ જાડેજી કે કચ્છી બોલીની અસર થઈ.

વાઘેરોનો મૂળ પુરુષ માણેક પણ આ સમાવંશમાંથી ઊતરેલો ને એમની બોલી પણ કચ્છી છે. આમ સૌરાષ્ટ્રમાં, મુંબાઈમાં, આફ્રિકામાં જ્યાં જ્યાં ભાટિયા ઓસવાળ મેમણ વગેરે ગયા ત્યાં કચ્છી બોલી એમની સાથે ગઈ. સમાઓ અને આ વાઘેરો સારા નાવિકો એટલે પચ્છમધરાની દરિયાઈ બોલીમાં કચ્છી બોલીનું વર્ચસ રહ્યું છે. કચ્છમાં ખારવા (ક્ષારવાહ) ગુજરાતી બોલે છે તેઓ પણ વહાણવટાની પરિભાષામાં કચ્છી શબ્દોનો ઉપયોગ કરે છે. આમ 'કચ્છી' બોલીનાં પ્રભાવ અને પ્રસાર ઠીક ઠીક રહ્યાં છે.

## કચ્છની ભાષા ગુજરાતી

વસ્તી-ગણતરી મુજબ ગુજરાત રાજ્યમાં કચ્છી બોલનારની સંખ્યા ૩,૪૧,૬૬૦ બતાવાઈ છે. કચ્છની એકંદર વસ્તી ૫,૬૭,૬૦૬ની ગણાવાય છે. કચ્છમાં કચ્છી બોલનારાની સંખ્યા ૩,૧૧,૦૦૦ની બતાવી છે. એક અંદાજ છે કે કચ્છની કચ્છી બોલનારી જેટલી વસ્તી કચ્છમાં વસે છે, લગભગ તેટલી જ કચ્છી બોલનારી કચ્છી વસ્તી કચ્છ બહાર વસે છે. આ કચ્છીઓ જ્યાં પણ હોય છે ત્યાં પોતાની માતૃભાષા તરીકે વટથી હજુ સુધી કચ્છી બોલી બોલે છે. એકલા મુંબાઈમાં જ કચ્છી બોલનારાની વસ્તી એકાદ લાખ ઉપરાંત હશે. ગુજરાતની વસ્તી ૯૦,૧૬,૪૫૭ની લેખાવી તેમાંથી ૮૫,૩૭,૨૫૬ જણ ગુજરાતી બોલનારા ગણાવ્યા છે. એ પ્રમાણમાં ખયાલ કરતાં ૧૯૦૧માં ત્યારની વસ્તી-ગણતરી મુજબ કચ્છની કુલ્લે વસ્તી ૪,૮૮,૦૨૨ નોંધાઈ છે અને એમાંથી ૪,૮૨,૭૧૦ ગુજરાતી બોલનારની સંખ્યાનો આંક મુકાયો છે. આ બતાવે છે કે કચ્છમાં ભાષા તરીકે તો બધા કચ્છી બોલનારા ગુજરાતી ભાષાનો ઉપયોગ કરે છે, અને ઘણુંખરું બધા કચ્છીઓ ગુજરાતી જાણે છે. માત્ર લખપત, અબડાસા, બન્ની અને પચ્છમના ઊંડાણમાં ક્યાંક કોઈ એવા રડયાખડયા લોકો નીકળી આવે ખરા, જે ગુજરાતી ન બોલી શકે, તો પણ સમાન સંસ્કાર-દોરમાં એમના વ્યવહાર પૂરતું ગુજરાતી સ્પષ્ટતાથી સમજી જાય છે. આમ કચ્છની વ્યવહારની ભાષા તો પરંપરાથી ગુજરાતી રહી છે. ગુજરાતીના ભાષાબળના વિકાસમાં કચ્છ આમ સહિયારે રહ્યું છે છતાં ય હજુ હમણાં લગી એટલે કે મુંબાઈના દ્વિભાષી રાજ્યમાં કચ્છ જોડાયું અને પછી ગુજરાત રાજ્યનો એ એક ભાગ બન્યું ત્યાં લગી કચ્છ રાજકીય રીતે એક અલગ એકમ તરીકે રહેતું આવ્યું છે અને ભૌગોલિક રીતે તો કુદરતી એ અલગ પડી જાય છે; એટલે આપણા ગુજરાતના કેટલાક ભાષાશાસ્ત્રીઓ કચ્છ અને કચ્છીઓને ગુજરાતીથી કાંઈક અલગ એવા જુદા ગણાવવા પ્રેરાયા છે,

## ભાષાભેદ પરત્વે કચ્છ-ગુજરાતનો સંબંધ

ગુજરાતીના આપણા આધુનિક ગદ્યસાહિત્યની શરૂઆત નર્મદયુગથી થઈ છે. નર્મગદ્યમાં કવિ નર્મદ નોંધે છે કે 'જોકે કચ્છ જરા વધારે દૂર છે અને ત્યાંની મૂળ ભાષા જુદી છે તો પણ આજકાલ ગુજરાતી ભાષા ત્યાં પણ વિશેષ પ્રસરવા માંડી છે, અર્થાત્ કચ્છીઓનું પણ આપણી સાથે ઐક્ય વધતું જાય છે.' અને નર્મદાશંકરે ગુજરાતની જે હદ ગાઈ બતાવી છે તેમાં 'સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ' એમ ગાયું છે ત્યારે કચ્છનાં નારાયણસર–કોટેશ્વરને ગણનામાં લીધેલ નથી.

શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા એમના ઠક્કર વ. મા. વ્યાખ્યાનોની શ્રેણીમાં ગુજરાતી સાહિત્યના વ્યાખ્યાનમાં નિર્દેશે છે કે 'કચ્છી ને કોંકણી જેવી અમુક જાતિઓને ભાષા છે પણ સાહિત્ય નથી. તેમની પાસેનું જૂજ કંઠસ્થ સાહિત્ય છે પણ તેને સાચા અર્થમાં સાહિત્ય ગણાવાનો અધિકાર નથી, કેમ કે સાહિત્યનું અસ્તિત્વ તો સંસ્કારિતાના અસ્તિત્વની અપેક્ષા રાખે છે.' જ્યારે કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા એમના 'હિંદુસ્થાન માટે એક ભાષા' નિબંધમાં નોંધે છે કે 'કચ્છી, કોંકણી ઇત્યાદિ માત્ર બજાર અને ઘરના વ્યવહારની બોલીઓ આ કારણથી જ સાહિત્યજીવનને સંબંધે મરણ પામેલા જેવી જ છે.' રાજકોટ જે કચ્છથી તદ્દન નજીક છે ત્યાં જ્યારે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે જે નિબંધો માગવામાં આવ્યા હતા તેના વિષયોની જે યાદી એમણે પ્રગટ કરેલી તેમાં પણ 'ભાષા અને ભાષાશાસ્ત્ર વિભાગમાં, પ્રાંતિક અને કોમકોમની બોલીઓ, પ્રાંતિક બોલીઓ–જેવી કે ઝાલાવાડી; કોમ-કોમની બોલીઓ–જેવી કે કાઠી, ચારણી, ભીલી; સરહદ ઉપરની બોલીઓ–જેવી કે રાજસ્થાની, મારવાડી, કચ્છી: અને એઓનો ગુજરાતી સાથે સબંધ' એમ બતાવ્યું છે અને કચ્છને ગુજરાતની સરહદના એક પ્રાંત તરીકે ગણાવ્યો છે.

'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો'માં ગુજરાતની ચતુર્દિશા વર્ણવી તેમાં 'ગુજરાતની પશ્ચિમે કચ્છનો અખાત અને અરબી સમુદ્ર કહ્યો છે, મારવાડી અને કચ્છી એ બે હાલની ગુજરાતની ઉપભાષાઓ છે. કચ્છી કચ્છના લોકોની બોલાતી ભાષા છે. એ લોકોમાં લખાણ માટે ગુજરાતી સિવાય બીજી લિપિ નથી, તેથી દરેક જાતના લખાણમાં તથા નામામાં પણ ગુજરાતી લિપિ જ વપરાય છે.' 'કચ્છ' અને 'સૌવીર' એ બે વિશાળ ગુજરાતના પડોશી પ્રદેશો છે એમ શ્રી આનંદશંકરભાઈ (વસંત વર્ષ ૩૭, અંક ૪૪, પૃ. ૨૦૨) કહે છે; તે શ્રી બેચરદાસ જીવરાજ દોશીના 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ' (૧૯૫૩, પા. ૧૫૨)માં બતાવ્યું છે.

સાતમા સૈકાના 'વસુદેવહિંડિ' નામના પ્રાકૃત ગ્રંથમાં પશ્ચિમ કાંઠાનો આશ્રય કરી આવેલા ચાર દેશો ગણાવ્યા છે તેમાં શુષ્કરાષ્ટ્ર (સુક્કરટ્ઠ) કચ્છનો રણપ્રદેશ એમ કહ્યું છે. એમ કચ્છના સૂકા પ્રદેશને, એની કચ્છી બોલીને અને ગુજરાતી સાથેના એના સંબંધને સૂકો લેખી લઈ એમાં નિકટથી રસ લીધેલ હોવાનું દેખાતું નથી. એટલે 'નર્મગદ્ય'થી 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ' ગ્રંથની રચના લગીના કાળની રચનાઓમાં અને સોલંકી યુગની કથાઓમાં આપણા કેટલાક સાહિત્યકારોએ કચ્છ વિષેના પોતાના જાતપરિચયના અભાવે ગુજરાતી સાહિત્ય-સંબંધે કચ્છને અલગ ગણી દીધો છે. પરસ્પર પિછાણ અને વિનિમય પરત્વે વેગળા રહે એમ બની જવા પામ્યું છે, નહિ તો કચ્છે એના ગજાસંપન્ન ગુજરાતના બીજા પ્રાંતોના પ્રમાણમાં ગુજરાત અને ગુજરાતી સાહિત્યને ઘણી સમૃદ્ધિ આપી છે અને કચ્છી વાણીના લોકસાહિત્યથી એમાં ઘણી રોનક ઉમેરી છે. શ્રી મેઘાણીભાઈએ કચ્છી વાણીની સાચી ઝલક પિછાણી હતી અને લોકસાહિત્ય તરીકે એનું મહત્ત્વ પ્રમાણી કચ્છીને એમણે બિરદાવી છે અને એનું મૂલ્યાંકન કર્યું છે.

## કચ્છમાં બોલી કચ્છી, સાહિત્યની ભાષા વ્રજ અને રાજભાષા ગુજરાતી

આમ કચ્છી બોલી અને એના લોકસાહિત્ય માટે પ્રત્યેક કચ્છીને હરહમેશ સ્વદેશાભિમાન અને ગૌરવ રહ્યાં છે. કરડાકીભર્યા રણકાવાળી કચ્છી બોલી પ્રાણભરી લાગે છે. એ વ્યવહારમાં વહેતી રહી છે અને ભાષાના અભાવે રૂઢ રૂપ નથી પામી એટલે નિરંતર એમાં કાલાનુરૂપ પરિવર્તન થયા કરે છે. વાણીવિનિમયના વૈવિધ્યથી કચ્છી એની ભાષા ગુજરાતીને સદા બળ આપતી રહી છે. આવી જાજરમાન કચ્છી બોલીમાં જોરદાર લોકસાહિત્યનું સર્જન થતું રહ્યું છે જે સદા કંઠસ્થ રહ્યું છે. થોડાં કચ્છી ભજનો વગેરે ક્યાંક નાગરી લિપિમાં નોંધાયેલાં દીઠાં છે. મથાળે લીટીવાળી ગુજરાતી લિપિના જૂના મરોડમાં લખાયેલું કચ્છી સાહિત્ય પણ મળી રહે છે. જૂના વખતથી કચ્છમાં તો ગુજરાતી પણ નાગરી લિપિમાં લખાવાની પ્રથા ચાલુ રહી છે, અથવા એનો મરોડ બદલાતાં માથે સળંગ લીટી રહી અક્ષરોના ઘાટ નાગરીને વધુ મળતા રહે એમ લખાતા આવ્યા છે. છાપખાનાંમાં છપાયેલું ગુજરાતી લખાણ કચ્છમાં પ્રચલિત બન્યું ત્યાં લગી કચ્છી અને ગુજરાતી બંને લખાણ માટે લખવાનો એવો મરોડ ચાલુ રહ્યો છે. આનું મૂળ કારણ તો એ જ હોઈ શકે કે જૂના કાળથી સાહિત્યની ભાષા તરીકે વ્રજ ભાષા, લોક-વ્યવહારની ભાષા અને રાજભાષા તરીકે ગુજરાતી અને બોલી તરીકે લોકવાણી કચ્છીની કચ્છમાં બોલબાલા રહી છે. આમ પરંપરાથી કચ્છમાં

ગુજરાતી ભાષા સળંગ એકસૂત્રે ચાલુ રહી છે. કચ્છમાંથી મળી આવેલા કેટલાક દસ્તાવેજી પુરાવાથી આપણે પ્રમાણીશું તેમ ગુજરાતી સાહિત્યમાં કચ્છે જે ફાળો પુરાવ્યો છે તેની કદર કચ્છમાં રચાયેલી ગુજરાતી સાહિત્યકૃતિઓની અને કચ્છી સાહિત્યકારોની કાંઈક નોંધ લેવાથી થશે.

કચ્છમાંથી મળી આવેલાં પ્રાચીનતમ લખાણો રુદ્રદામનના વર્ષ શકે 'પર'ની ક્ષત્રપ સમયની શિલાલષ્ટિઓમાં જોવા મળે છે. આ પછીના કાળમાં સોલંકી-યુગના અને વાઘેલાઓના વખતના શિલાલેખો અને તામ્રપત્રો કચ્છમાંથી મળી આવ્યાં છે; તેનાં લખાણો ગુજરાત સાથે કચ્છના ઘનિષ્ઠ રાજકીય સંબંધની સાખ પૂરે છે.

ગુજરાતના સોલંકી રાજા બાણાવળી ભીમ પહેલાનું વિક્રમ સંવત ૧૧૧૭નું કચ્છમંડળનું જે તામ્રશાસન મળ્યું છે તેના લખાણની લિપિ પુરાણી નાગરી છે અને એની ભાષા ચલણી સંસ્કૃત છે. એમાં ગુજરાત રાજ્યના એક ભાગ તરીકે કચ્છના રાજકીય સંબંધનો ઉલ્લેખ છે. બીજું કચ્છને લગતું એક તાંબા ઉપરનું દાનપત્ર સિંહસંવત ૯૩ના નિર્દેશવાળું અણહિલપાટણના રાજા ભીમદેવ બીજાનું છે, તેનો લેખ સંસ્કૃતમાં છે. ગુજરાતના કચ્છમંડલના ધડહડિકા દ્વાદશના ઉલ્લેખવાળો આ લેખ પ્રાચીન રૂપોના ભેળસેળવાળી અર્વાચીન દેવનાગરી લિપિમાં કોતરાયેલો છે. કચ્છના વાગડમાં આવેલા રવનો અર્જુનદેવનો સં. ૧૩૨૮નો શિલાલેખ અને વિ. સં. ૧૩૩૨નો સારંગદેવ વાઘેલાના સમયનો પાળિયા ઉપરનો શિલાલેખ નાગરી લિપિમાં અને સંસ્કૃત ભાષામાં છે. કચ્છમાંથી હમણાં મને મળી આવેલા અને અહીં પ્રથમ વાર પ્રસિદ્ધ થતા સંવત ૧૪૩૧ના કચ્છના એક તામ્રપત્રમાં પ્રથમ વાર ગુજરાતી ભાષાનો વપરાશ થયેલો જોવા મળ્યો છે.

## સંવત ૧૪૩૧નું કચ્છનું ગુજરાતી તામ્રપત્ર

પ્રાચીન ગુજરાતીનું ભાષાસાહિત્ય પદ્યરચનાઓમાં થતું. ગુજરાતી ભાષાના ક્રમિક વિકાસને લગતાં વિધાનો પણ એટલે એને આધારે થતાં રહ્યાં છે. પદ્ય કરતાં ગદ્ય સાહિત્ય ભાષાનાં બંધારણ અને પ્રયોગોની સ્પષ્ટ સમજ આપી રહે છે. કચ્છના મોરજર ગામેથી મને ગઢવી ગોપાલદાન ઈશ્વરદાનના કબજાનું સંવત ૧૪૩૧ની સાલનું એટલે સને ૧૩૭૫નું ગુજરાતી ભાષામાં લખાયેલું એક તામ્રપત્ર મળી આવ્યું છે. ગુજરાતી ભાષાનું ગદ્ય લખાણવાળું આવું કચ્છમાંથી મળી આવતું આ તામ્રપત્ર શ્રી ગોપાલદાનના સૌજન્યથી પ્રથમ વાર પ્રસિદ્ધ કરતાં મને રાજીપો થાય છે. ગુજરાતી ભાષાના વિકાસનો ઉત્ક્રાંતિક્રમ ગોઠવવામાં અને ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખવામાં અગત્યનો આધાર

બની આ તામ્રપત્ર ઘણું કીમતી પુરવાર થશે. આ તામ્રપત્રનું માપ ૩૭૩ મિ. મી. લંબાઈ, ૨૨૦ મિ. મી. પહોળાઈ અને ૧ મિ. મી. જાડાઈ છે. એનું વજન ૮૪૦ ગ્રામ છે. ભાષા ગુજરાતી છે અને નાગરી લિપિમાં એ કોતરેલું છે. એનો લખનાર કામદાર નેમજી છે. સરતાણી શાખના ગઢવી ખેધરજીને દસોંદી થાપી લાગાદાપાં કરી દીધાની તથા વાઘેલા રાણા વૈનજીએ સરતાણિયા ખેધરજીને બારોટ થાપીને પાધરલી સાંસણી દીધું એની વિગત છે. લાગાદાપાં ને પ્રવાની પ્રથાની હકીકત એમાં આપી છે. પાધરલી ગામનાં સીમાડાની વિગત આપી છે: "સંવત ૧૪૩૧ના મા વીદ ૭ ભોમવારના સૂરજની સાખે એ ધ્રમપત્ર દીધું છે." આ તામ્રપત્રની ચિત્રછાપ અને એની વિગત ટાપસીમાં મૂકી છે. કચ્છના વાગડ પરગણામાં એ કાળે જે પ્રકારની ગુજરાતી ભાષા અને લિપિ પ્રચલિત હતાં તે બાબત આ તામ્રપત્ર અગત્યનો પ્રકાશ નાખે છે.

## કચ્છના ગુજરાતી લેખો અને અવેજો

સંવત ૧૬૬૫ એટલે આજથી પૂરાં ત્રણસો વર્ષ પર શિલામાં કંડારાયેલો એક ગુજરાતી લેખ રિયાણના ડાડાના દેરામાં (ધોરમનાથના મંદિરમાં) ચાંપણમાં બેસાડેલો છે. એમાં રાઓશ્રી ભારમલજીએ રિયાણની ખરાજાત ઉપર સદાવ્રત આપ્યું એની વિગત છે.

સંવત ૧૭૦૧ની મહારાજ રાઉશ્રી ભોજરાજજીની સીલવાળી ચિઠ્ઠીચપાટી એ વખતની ભાષા અને લિપિની શૈલી બતાવે છે.

સંવત ૧૭૨૫નું એક લખત માતાના મઢ મધ્યે માતાજીના તંબૂમાં વેરભાગ્યાના કરારનું છે. લખાવટ અને ગુજરાતી લખાણ રસભર્યાં છે. માતાના મઢના કાપડી કરમસિંહે રાજાના સૌજન્યથી એ મેળવ્યું છે. માતાજીના દેવી ત્રિશૂળની છાપવાળા આ લખાણની છાપ આ સાથે પ્રકટ કરી છે. ગોધરામાં સંવત ૧૭૭૬માં દેરું સંપૂર્ણ કર્યાનો એક ટૂંકો શિલાલેખ ગુજરાતી ભાષાનો છે. 'નિકલંક' જ્યોતિની સ્થાપના કરી શિવરામંડપ રાઉશ્રી દેશલજીએ કર્યો ત્યારે સિંધ, મારવાડ ને અમદાવાદ લગીના સાધુસંત દેશ દેશના લાખ સવા ભૂજ નગરે ભેળા થયા હતા, એની ભલીભાંતની રસભરી માહિતી આપતો સંવત ૧૮૦૫નો ગુજરાતી ભાષામાં રસભર્યો શિલાલેખ ભૂજના શિવરામંડપમાં છે. ભૂજમાં ચાવડી ઉપર લગાડેલો એક તાંબાપત્રનો લેખ લખપતજીના સમયનો સંવત ૧૮૦૯ની સાલનો ગુજરાતીમાં કંડારેલો છે. લોકાઈ સમસ્તને ઉદ્દેશી થયેલું આ તામ્રશાસનનું લખાણ ત્યારની રાજનીતિ અને રાજભાષા ઉપર અચ્છો પ્રકાશ ફેંકે છે. સંવત ૧૮૨૫માં રાઉશ્રી ગોડજી ફકીર વીસરને પીપરમાં એક ખેરિયતપત્ર મોકલાવે છે. પીપર કચ્છને પશ્ચિમ છેડે નારાયણસર પાસે આવેલું છે. ત્યાં

દરિયાકાંઠે રહેતા સાવલાણી જત ફકીર જેઓ કચ્છી સિવાય કોઈ ભાષા કે બોલી જાણતા નથી તેમને પણ ગુજરાતીમાં આવો પત્ર આપે છે. સંવત ૧૮૫૭માં જમાદાર ફતેમામદ માતાના મઢના ભૂવાને પત્ર લખે છે તે ગુજરાતીમાં છે અને એમાં માતાના મઢમાં થતી ફટકડીની વિગત આપી છે. કોટેશ્વરના મંદિરમાં સંવત ૧૮૭૭નો શિલાલેખ છે તે ગુજરાતીમાં છે. રવેચી મંદિરમાં સં. ૧૮૭૮નો એક શિલાલેખ છે તે નાગરી લિપિમાં લખેલી ગુજરાતી ભાષામાં છે. એવો જ એક સંવત ૧૮૯૭નો શિલાલેખ ગેડીમાં લક્ષ્મીનારાયણ મંદિરમાં છે. બગડા અને વાઘોરાની વચ્ચે સેલોર વાવમાં સં. ૧૯૧૦નો નાગરીમાં લખેલો ટૂંકો ગુજરાતી શિલાલેખ છે. રિયાણમાં ધોરમનાથનાં પગલાંની પીઠિકામાં સં. ૧૮૧૬નો શિલાલેખ ગુજરાતીમાં છે. કોડાયમાં શાંતિનાથજીના ભવ્ય દેરાસરમાં સંવત ૧૯૧૮નો નાગરી લિપિમાં કંડારેલો ગુજરાતી શિલાલેખ છે.

મહારાઓશ્રી દેશલજીના વારામાં સતી અને સતો થવાનો ચાલ બંધ કરવા થએલા રાજ્ય-ફરમાનના સંવત ૧૯૦૯ની સાલના જાહેરનામામાં, એના લખાણની ગુજરાતી ભાષા તથા લીટી દોરી એ નીચે કરેલું લખાણ તેની ધાટીનો સુંદર વિકાસ સૂચવે છે અને એ સમયે કચ્છમાં પ્રચલિત ગુજરાતી ભાષાના પ્રકારનો ખયાલ આપે છે. આ રીતે કચ્છમાં સર્વત્ર સર્વ કામે સરાર ભાષા તરીકે ગુજરાતીનો વપરાશ ચાલુ રહ્યો છે.

## ધંધાદારીસૂચક સંકેત-ચિહ્નોમાં મતું મારવાની પ્રથા

કચ્છમાં જૂના દસ્તાવેજો તપાસતાં મને એમાં એ વખતે આપણા લોકોની મતું કરવાની જુદીજુદી પદ્ધતિઓ મળી આવી છે. કચ્છના આ બધા દસ્તાવેજો ગુજરાતી ભાષામાં લખેલા હોય છે. મતાંદાર ઘણુંખરું અભણ એટલે નિરક્ષર હોય છે. દસ્તાવેજમાં સાખ સૂરજની કે દીપકની હોય છે. એ નીચે બીજા સાક્ષીઓની સાખ કરવામાં આવે છે. મતાંદાર પોતે અખરે સહી ન કરી શકતો હોય એટલે એ પોતે જે ધંધો કરતો હોય તેને લગતું નિશાન આંકે અને લહિયો એની પડખે એ નિશાની અમુકની એમ સાખમાં લખી આપે. અંગૂઠાની છાપ કરવાની પ્રથા દાખલ થઈ તે પહેલાં ઉપર્યુક્ત પ્રથા પ્રચલિત હતી અને એમાં એ રીતે મતું કરનાર અંતરમાં ઉતારેલી પોતાની પ્રામાણિકતાના બંધનની નૈતિક જવાબદારી પૂરી આંકતો. સંવત ૧૭૯૦ના એક દસ્તાવેજમાં 'એ જાડ ચાઉડા મોમાહિઆની છે' એમ ઝાડની નિશાની કરેલી છે. સંવત ૧૭૯૭ના દસ્તાવેજમાં હાલરની નિશાની છે. સંવત ૧૮૧૯ના દસ્તાવેજમાં ખત્રીની ભીંઢી બનાવેલી છે. ૧૮૨૯ના લખાણમાં રબારીનો ગુદેલ ઇંગડો કરેલો છે. સંવત ૧૮૩૭ના લેખમાં કટાર છે. સંવત ૧૮૫૬ના દસ્તાવેજમાં

મઢના રાજાશ્રીએ ત્રસુરા એટલે ત્રિશૂળની પોતાની નિશાનીથી સહી કરી આપી છે. ૧૮૭૨ના દસ્તાવેજમાં છતારી એટલે છત્રીની નિશાની કરી છે. સંવત ૧૮૫૫માં જમાદાર ફતેમામદ નોતિયાર મઢના રાજા બાવાને પત્ર મોકલાવે છે તે ગુજરાતીમાં લખેલો છે અને ફતેમામદ નિરક્ષર હોઈ એમાં પોતાની સહીને ઠેકાણે ફારસીમાં પોતાનો સિક્કો છાપી આપે છે. કચ્છના જૂના કંડ પરગણામાંથી મળેલી એક વહીના ૧૮૫૯ના લખાણ નીચે કટાર, હાલર, કાવડ અને કાંટા એટલે ત્રાજવાંની નિશાની કરેલી છે. સંવત ૧૮૮૩ના દસ્તાવેજમાં ચાવરાની છત્રી કરેલી છે અને સં. ૧૯૩૭ના લેખમાં વેપારીની નિશાની કાંટો કરેલો છે. ઉપર્યુક્ત બધા દસ્તાવેજો માતાના મઢ, લક્ષ્મીરાણી, રામશહનાઈ, હમનખુડી વગેરે કચ્છનાં જૂનાં કંડ પરગણાનાં ગામોમાં જોયેલાં છે. આ વિસ્તારમાં બધે સંપૂર્ણપણે કચ્છી બોલી બોલાય છે છતાં ય તે અહીં પણ પરંપરાથી ભાષા તો ગુજરાતી જ ચાલુ રહી છે. નિરક્ષરની પોતાની પ્રવૃત્તિના સૂચક સંકેત-ચિહ્ન વડે મતું મારવાની આ વાત અત્રે નવીન રજૂ થતી હોઈ એમાં ય સૌને રસ પડશે.

હવે કચ્છમાં સાહિત્યલેખનની વાત કરીએ તો એ પણ ગુજરાતીમાં જ થતું. સં. ૧૮૭૫માં લખેલા કચ્છના ઇતિહાસની પ્રત તથા બીજી સંવત ૧૯૧૭માં પૂરી કરેલી ગુજરાતીમાં જ લખેલી કચ્છના ઇતિહાસની હસ્તપ્રત જોવાથી એનો ખયાલ બંધાશે. ત્યારે સાહિત્યલેખનમાં કચ્છમાં કેવી ગુજરાતી ભાષા વપરાતી એનો એમાંથી અંદાજ આવે છે. કચ્છના ઇતિહાસની માહિતી સાથે એમાં અમદાવાદને આંગણે ખેલાયેલા સિંહના શિકારની ઐતિહાસિક વાતનો પણ ઉલ્લેખ કરેલો છે. તો એવા જ બીજા લખાણની પ્રતમાં સિંહના બદલે વાઘનો ઉલ્લેખ કરેલો છે. આ બન્ને વર્ણનનો રસભરી શૈલી ત્યારની કચ્છની ગુજરાતી બોલીનો પુરાવો આપી રહે છે.

## કચ્છનો લિપિ-વપરાશ

લખાવટ માટે કચ્છમાં નાગરી લિપિ વિશેષ પ્રચલિત રહી હતી. કેટલાંક કચ્છી લખાણો પણ મને નાગરીમાં લખેલાં જોવા મળ્યાં છે, જેમાંથી સંવત ૧૯૧૪ના એક કચ્છી બોલીના લખાણનું ચિત્ર ટાપસીમાં આપ્યું છે. એવી રીતે ગુજરાતી લખાણો પણ બાળબોધમાં લખાતાં. સંવત ૧૯૪૨માં નખત્રાણામાં 'ગુની જન ભાસા ગુજરી'માં 'વેજલવિલાસ' નામે એક પ્રશસ્તિકવિત ગ્રંથ બાળબોધ લિપિમાં લખાયો હતો. એમાં મરોડદાર રીતે લખાયેલી 'ગુજરી ભાશા' કેવી સરસ દીસે છે! અને સાહિત્યવાચન માટે કચ્છમાં ગુજરાતી સાહિત્યનું અધ્યયન થતું. મુદ્રણનાં છાપખાનાં તો પછી થયાં એ પહેલાં કચ્છમાં લોકો હસ્તલિખિત ગુજરાતી ગ્રંથો મેળવી એનું વાચન કરતા. મોરારજી

હરજીવનદાસે સુંદર અક્ષરે લખેલી અને ચિત્રાંકિત કરેલી ફારસીમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરેલી 'જહાંદારશાહ બાદશાહની વારતા' કચ્છના ઊંડાણમાં આવેલા એક ગામમાં જોઈ હતી. એ રીતે છાપખાનાં આવ્યા પછી એની ગુજરાતી સાહિત્યની છાપેલી ચોપડીઓ મંગાવી ગુજરાતી સાહિત્યનો અભ્યાસ જૂના વખતમાં પણ કચ્છના સાહિત્યશોખીનોએ કેળવ્યો હતો. સોએ સો ટકા કચ્છી બોલતા એક કુટુંબમાં એમના દાદા-પરદાદાના વખતથી ગુજરાતી સાહિત્ય મંગાવતા એ સાહિત્યરસિકોના સંગ્રહમાં સને ૧૮૪૯માં છપાયેલાં 'બાગોબાહાર ઈ આને ચાર દરવેશનો કીશો' જેવાં પુસ્તકો પણ હતાં. આ રીતે જેમની માતૃભાષા કચ્છી છે તેમનો ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી ભાષાનો અભ્યાસ કચ્છમાં બધે ચાલુ રહ્યો છે. એ સાથે વતનની લોકબોલી કચ્છીની સરવાણીમાં લોકસાહિત્યની પારાયણ પણ ખીલતી રહી છે.

## કચ્છનું લોકસાહિત્ય

કચ્છમાં બોલી કચ્છી અને ભાષા ગુજરાતીનો લોકવ્યવહાર એવો એકધારો અને એકસરખો ચાલ્યો આવ્યો છે કે દેખીતી રીતે કચ્છનું લોકસાહિત્ય બૃહદ ગુજરાતી સાહિત્યનું એક વિશિષ્ટ અંગ બની જાય છે. કચ્છના લોકસાહિત્યના પુરાણા હિસ્સાને જોઈએ છીએ તો એમાં એના પૂર્વજ સિંધી લોકસાહિત્યની વાતો ગુર્જરોત્તર અસર નીચે કચ્છમાં રૂપાંતર થયેલી લાગે. અને કચ્છના એના તળપદા લોકસાહિત્યનો પ્રારંભ તો મોડ-મનાઈના કચ્છના આગમને કાળે ગુજરી ગુંતરીના પાત્રથી શરૂ થાય છે. ઉમરખ મારુઈ, ભદુઓ ભોરી, ઢોરુ પિંગળ, શેણી હમીર, મુમલ રાણો, કપૂરી કારાયલ, રાજી પુનરાજી, ઉઢો હોથલ, ફૂલ સોનલ, પુંઅરો રાજે, જેશલ તોરલ અને રૂપાં વિજલની કચ્છની લોકકથાઓમાં ભારોભાર વાર્તારસ ભર્યો છે. ગુંતરી, છકડી, જગડુશા, લાખો ફુલાણી, અબડો અણભંગ, ધોરમ, મામૈ અને ઢોલીથરનો ઢોલી જેવી જૂની લોકવાર્તાથી શરૂ કરી હજુ ગઈ કાલની વાત જેવી વીજળીની જળસમાધિની ઘટનાની લોકકહાણીઓમાં વાર્તા, દુહા, ભજનો, ગીતો, કાફીઓ, સલોકા, કહેવતો અને ગુજારત જેવાં કચ્છી લોકસાહિત્યનાં અનેકવિધ અંગોને આવરી લેવાયાં છે. પરિયાંગત ઊતરેલા કચ્છના આ લોકસાહિત્યનાં અમુક અંગોને જીવરામ અજરામર, કવિ વેરાસાત, જોશી લાલજી, મગનલાલ ખખ્ખર, જયરામદાસ નયગાંધી અને ખાસ કરી દુલેરાય કારાણીએ પોતપોતાની રીતે ગુજરાતી સાહિત્યમાં વાચા આપી છે. તો કલાપી, ઝવેરચંદ મેઘાણી અને ધીરસિંહ વેરાભાઈ જેવા સાહિત્યકારોએ જેશલતોરલની અને કચ્છની એવી લોકવાતોને આપણા સાહિત્યમાં મલાવી છે.

કચ્છમાં આવી વસેલા સિંધી નિર્વાસિતોને કચ્છના આ લોકસાહિત્યમાં સ્વત્વનું ભાવસંવેદન જાગે છે. અલગ એવી ભાષાઓ વખત આવ્યે જ્યારે ઓતપ્રોત બને છે ત્યારે લોકસાહિત્યમાં ભાષાભેદના સીમાડા ભાંગે છે અને એકતા લાવે છે. કચ્છના મોટા રણને ઉત્તર કાંઠે રાયમા બજાર(રાયમા એક વિશિષ્ટ જાતિનું નામ છે જે પરથી રાયમા બજાર; રહિમકી કે રામકી બજાર જે કહેવાય છે તે બરાબર નથી.)થી પૂર્વે થર અને પારકરના દક્ષિણ ભાગમાં ત્યાંની દેશજ ગુજરાતી બોલાય છે તળસિંધમાં એના કેટલાક હેઠલા ભાગમાં અને કરાચીમાં કચ્છી બોલીનું ચલણ રહ્યું છે. અને હજુયે ખત્રી ઈબ્રામ અલારખા પટેલ 'મકબૂલ' કચ્છીના તખલ્લુસથી કરાચીના 'કચ્છી ચોપડીઘર'માંથી કચ્છ-કીર્તન, કચ્છની સમસ્યાઓ, કચ્છી કોયલ, સોનજ્યું સંગરું, કચ્છી બોલેંજી કિરિયા વગેરે કચ્છી કાવ્યો અને કાવ્યસાહિત્યની કિતાબો લખી ગુજરાતીમાં પ્રગટ કર્યે રાખે છે. તો કચ્છમાં આજે પણ શાયર શાહ લતીફના બેત કચ્છી વાણીના ખંભાતી સૂરમાં દિલથી બોલાય છે:

'ચંઢ ચવાં સચ્ચ જ મઠાં ન ભાંઇયેં,
કડેંક ઉભરેં સનડો કડેંક ઉભરેં ગચ્ચ
તોજે મોંમે મચ્ચ, તેડો પધમ,
પિરિયનજે પેરમેં.'

'ચાંદા, માઠું ન લાગે તો સાચું કહું. ક્યારેક તું પાતળો ઊગે છે, ક્યારેક મોટો ઊગે છે. તારા મોંમાં પ્રકાશ છે તેવું પદ્મ મારા પ્રિયતમના પગમાં છે.' કચ્છી લોકસાહિત્યની આવી રસસામગ્રી આપોઆપ ગુજરાતી સાહિત્યનું નિજી અંગ બની જાય છે. સૌરાષ્ટ્ર અને કચ્છના પ્રમાણમાં ગુજરાતના તળપ્રદેશમાં લોક-સાહિત્ય જોરુકું નથી. મેઘાણી થકી સૌરાષ્ટ્રનું લોકસાહિત્ય ગુજરાતી સાહિત્ય બની ગયું તે રીતે એની સાથે કચ્છી લોકસાહિત્ય પણ એકરસ થવું જોઈએ.

### બાળબોલી કચ્છી

લોકબોલી કચ્છી એ સિંધી અને ગુજરાતી ભાષાનું બાળ છે. એવી બાળ-બોલી કચ્છીના લોકસાહિત્યરૂપે કચ્છનો જૂનો ઇતિહાસ સચવાયો છે:

'સમે શત્રુ કઢેઆ સારેસંભારે,
ખટેયો રાખેંગાર ને ભોગવ્યો ભારે,'

એ રાઓશ્રી ભારમલજીના વારામાં

'ભારમલ ભેટે ભૂપત કાંઉ ભેટિયે,
કલ્પતરુ હેડાં ધતુર કાંઉ ધંધોડિયેં.'

'રા' ભારાનો ભેટો થયા પછી અન્ય ભૂપતિઓની મુલાકાત લેવાનું પ્રયોજન શું રહે? કલ્પતરુ હેઠે બેસી ધતૂરાના છોડને ધુણાવવાથી ફાયદો શો?' ભારમલ રા'ની કવિતાપ્રિયતાની કીર્તિ સાંભળીને દેશદેશના ચારણ કવિઓ કચ્છ આવતા અને મનમાની મોજ મળતાં યશગાથા ગાતાં સ્વદેશે પાછા ફરતા. આ પરંપરામાં કચ્છના લોકસાહિત્યની અને ઇતિહાસસામગ્રીની આ પરિસ્થિતિ કંઠસ્થ રહી અને રા' લખપતના ઊગમકાળે કચ્છની કવિતાની શાળામાં ઊગી નીકળી.

## કચ્છની કાવ્યશાળા અને ગુજરાત

ક. દ. ડા. ને જેના આદ્યપ્રણેતા ગણાવી શકાય તેવા અર્વાચીન ગુજરાતીના સાહિત્યસર્જનની શરૂઆત દલપત–નર્મદના સમયથી થઈ કહેવાય. ત્યારે અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના ૧૮૪૮માં થઈ. એનાથી બરાબર સો વર્ષ પહેલાં સને ૧૭૪૯માં કચ્છના મહારાવ લખપતજીએ કાવ્યકળા શીખવાની સાહિત્યજગતની અદ્વિતીય એવી 'કવિતાની શાળા'ની ભૂજમાં સ્થાપના કરી. દલપતરામે કાવ્ય કરવાની અહીંથી પ્રેરણા લીધી અને અહીં એમણે પિંગળનો અભ્યાસ કર્યો. ૧૮૫૮ના જુલાઈના 'બુદ્ધિપ્રકાશ'માં દલપતરામ લખે છે કે 'ગુજરાતમાં આવી શાળા ક્યાંય જોવામાં નથી આવી તેમ સાંભળવામાં પણ નથી આવી.' એના સંપૂર્ણ પાઠ્યક્રમમાં વ્યાકરણ, કોશ, પિંગળ, અલંકાર, કવિતાનાં રસરહસ્ય વિષય, રાજનીતિ, જ્ઞાનસિદ્ધાંત, ભાષાશૈલી વગેરેના ત્રીસ ગ્રંથોનો અભ્યાસ કરાવાતો. આપણાં આજનાં વિશ્વવિદ્યાલયોમાં પણ સાહિત્યની ઉચ્ચ શ્રેણીની ઉપાધિ માટે સાહિત્યના પાઠ્યક્રમમાં પણ આટલું અધ્યયન નથી કરાવાતું. આ અધ્યાપનની કક્ષા પણ ઉચ્ચ અને ગંભીર ગણાતી.

મહારાવ લખપતે 'કવિ જન્મે છે, એને ઘડી શકાતો નથી' એક હેતી બદલી, કચ્છમાં કવિઓ ઘડવાની વ્રજ ભાષા પાઠશાળા સ્થાપી. કનકકુશળ નામે તદ્વિદ વિદ્વાનને 'ભટ્ટાર્ક'ની પદવી આપી અને એના અધ્યક્ષસ્થાને મૂક્યા. આ પાઠશાળાના ખર્ચ માટે રેહા ગામ આપ્યું. આ પાઠશાળા–પોશાળ ચાલી ત્યાં લગી એમાં દેશપરદેશના તમામ કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજપૂતાના–સર્વ પ્રાંતના સર્વ જાતિના વિદ્યાર્થીઓને ને ભાટચારણોને કાવ્યકળા શીખવવાનો પ્રબંધ થતો અને ખાવાખર્ચ અને રહેવાસની સગવડ આપવામા આવતી.

અભ્યાસનાં પઠન, પાઠન અને પરીક્ષણ પૂરાં થયે કવિની અંતિમ પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થીને યોગ્ય ઇનામ, પોશાક અને કવિની પદવી એનાયત કરવામાં આવતાં. એમને માનભરી વિદાય આપવામાં આવતી અને માનાર્હ કવિ ત્યારે પોતાની સંસ્થાને 'બાવની' કાવ્ય અર્પણ કરતા. પછી એઓ જ્યાં

પોતાની પ્રતિભાનું પોષણ તેમજ પ્રકર્ષ થાય ત્યાં રહેતા અને વ્રજ ભાષાની કાવ્યરચનાની શાસ્ત્રીય શિક્ષાનો પ્રચાર કરતા.

સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને ગુજરાતનાં ઘણાં રાજ્યોમાં આ સંસ્થાના ઘણા કવિઓએ પોતાનું નામ રોશન કર્યું છે અને સંસ્થાને યશસ્વી બનાવી છે; તથા બ્રહ્માનંદ અને દલપતરામ જેવા કવિઓએ પ્રજાજીવનમાં સંસ્કાર સિંચી લોકહૃદય જીત્યાં છે.

### મહારાવ ભારમલ

મહારાવ લખપત પોતે કાવ્યપ્રેમી કવિ હતા, કલામર્મજ્ઞ હતા. એઓ કવિસભા બોલાવતા અને કાવ્યરચનાઓ કરતા. નાનપણથી એમને આવા સાહિત્ય-સંસ્કાર મળ્યા હતા. એમના પિતા દેશળજી 'દેશરાપરમેશરા' નામે જાણીતા હતા અને એ પણ લોકસાહિત્યના પૂરા રસિયા હતા. મેકણ એમના આધ્યાત્મિક ગુરુ થતા. સંવત ૧૬૦૫માં ખેંગારજી પહેલાએ ભૂજની સ્થાપના કરી. એમના ઉત્તરાધિકારી મહારાવ ભારમલજી પહેલાનો સમય કચ્છમાં શાંતિનો કાળ હતો. કચ્છનું લોકસાહિત્ય ત્યારે વિકસ્યું અને કચ્છમાં ત્યારે ડિંગળની મસ્તીભર્યા ચારણી સાહિત્યની બોલબાલા હતી.

### કલામર્મજ્ઞ લખપત અને વ્રજ ભાષાની કાવ્યશાલા

એમના અને એમના વિદ્વાન કુંવર ભોજરાજજીના વારાથી કચ્છ રાજ્યનો દરબાર ભરાય ત્યારે ચારણ કવિના કવિતથી અને આશાપુરાની પ્રાર્થનાથી દરબાર શરૂ કરવાની પ્રથા અદ્યાપિ પર્યંત કચ્છ રાજ્યના વિલીનીકરણ લગી ચાલુ હતી. પરંપરામાં સાહિત્યના આવા સંસ્કારી કવિરાજવી લખપતનું 'નૃત્યસુધારસમંજરી' નામના ગ્રંથમાં, એના લેખક ફકીરચંદે મહારાવ લખપતજીની રસજ્ઞતા, કલામર્મજ્ઞતા તથા કવિકલાકાર વત્સલતાનું વિદગ્ધ વર્ણન કર્યું છે:

'જાદવકુલસિરમુકુટમનિ લખપતિ લખ દાતાર।
માનૌં આયૌ જગતમેં દૂજો ચંદ્ર-અવતાર॥
ખટ ભાષાકે જાન કવિ કઈ ગાયનકે વૃંદ।
ના રસભીને નીતિ રહૈ લખપતિરાઉ નરિંદ॥'

'ખટ ભાષા કે જાન કવિ' લખપતજી સાહિત્ય, સંગીત તથા કાવ્યના મર્મજ્ઞ કવિઓ અને અનેક લલિતકલાઓના કલાકારોને સંમાન અને આશ્રય આપતા. એઓ કચ્છી, ગુજરાતી અને વ્રજ ભાષામાં કાવ્યો કરતા અને સાંભળતા. વ્રજ ભાષા હિંદીનું—એ જમાનામાં સર્વસ્વીકૃત 'સબકી બોલી'નું સાહિત્યભાષા તરીકે એમણે સંમાન કર્યું અને રાષ્ટ્રીય એકતાના સંવર્ધન તત્ત્વને પોષણ પાયું. આમ

સૈકાઓ પૂર્વે અખિલ ભારતીય દષ્ટિકોણ અપનાવી દુનિયામાં અદ્વિતીય એવી વ્રજ ભાષાની પાઠશાલા સ્થાપી કચ્છની ભૂમિએ હિંદી સાહિત્યના ઈતિહાસમાં અતિનોંધનીય કાર્ય કર્યું છે. આ પોશાળ દ્વારા દોઢસો વર્ષ લગી વ્રજ ભાષાનું શિક્ષણકાર્ય ચાલુ રહ્યું છે અને એમાંથી કવિની પદવીઓ અપાઈ છે. એનાં અપાતા પ્રમાણપત્રમાં 'વ્રજ ભાષા કાવ્યશાલા મહારાવશ્રી લખપતજી' એમ મુદ્રા અંકિત થયેલી રહી છે. એ પ્રમાણપત્ર નાગરી લિપિમાં હિંદીમાં લખાતું. આપણી રાષ્ટ્રભાષાના અનુપમ સ્મારક જેવી સાહિત્ય ને સંસ્કૃતિની આ સંસ્થા આધુનિક યુગમાં એના અદ્યતન અધ્યાપનમાં ટકાવી શકાઈ નથી. રાષ્ટ્રએકતાના સૂચક સ્મારક તરીકે હવે એને સંભારવી રહી! વ્રજ ભાષાની પાઠશાલાની જેમ લખપતજીએ સંગીતની શાળા પણ શરૂ કરેલી.

'ત્યીં ખાનૌ તાલીમકે, સાતલાખ લગિ સીમ।
વિત્ત ઉપારો પ્રતિવરસ, તેજ હોન તાલીમ ॥'

લલિતકલાઓની તાલીમની જ્યાં વ્યવસ્થા થયેલી તે આ વ્રજ ભાષા પાઠશાલામાં એક હજાર ઉપરાંત હસ્તલિખિત ગ્રંથોનો સમૃદ્ધ સમુચ્ચય ભેળો થયો છે અને ડુંગરશી દેવસર જેવા ચિત્રકારે આ સંસ્થામાં રાગરાગિણીઓનાં અને બીજાં ચિત્રો પણ દોરી આપેલાં છે. આ રીતે આ સંસ્થામાં વિપુલ સાહિત્ય-સર્જન થયું છે. રાષ્ટ્રીય મહત્ત્વની આ પોશાળનાં સાહિત્યકૃતિઓ અને ચિત્રોને હજી પણ જ્યાં હોય ત્યાંથી નાશ પામતાં ઉગારી લેવાં એ પણ રાષ્ટ્રહિતનું એક મહાન કાર્ય બની રહેશે.

### કવિ લખપત

લખપતજીએ લખપતિમાનમંજરી, સુરતરંગિણી, મૃદંગ મહોરા, રાગસાગર, હરિભક્તિવિલાસ, શિવબ્યાહ આદિ ગ્રંથોની રચના કરી છે. નૃસિંહાવતારની કથા જેમાં વણી લેવામાં આવી છે તેવું લખપતજી-લિખિત 'હરિભક્તિ-વિલાસ' ૬૬૫ છંદનું ખંડકાવ્ય છે.

સુરતરંગિણી સંગીતશાસ્ત્રનો ગ્રંથ છે. એમાં નાદઉત્પત્તિ, નાદમહિમા, રાગરાગિણીઓનાં સ્વરૂપનિરૂપણ અને લક્ષણવિસ્તાર વગેરે આપવામાં આવેલ છે:

'રાગાદિક ગીતાદિમેં હાવભાવ રસભેદ।
સબકો નીકો કર કહૌં ભાવક લચ્છનભેદ ॥
તાનસેન મન આનકે ભરતહિ ચિત્ત લગાયે।
સંગીત મૂર્છન આદિ સબ દીનહિ ભેદ બતાયે ॥'

એમ કહી સૂરાધ્યાય સુરતરંગિણી ગ્રંથ સંપૂર્ણ કર્યો છે. એમણે 'નૃત્યસુધારસ-મંજરી' તૈયાર કરેલું અને

પોતાની પ્રતિભાનું પોષણ તેમજ પ્રકર્ષ થાય ત્યાં રહેતા અને વ્રજ ભાષાની કાવ્ય-રચનાની શાસ્ત્રીય શિક્ષાનો પ્રચાર કરતા.

સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને ગુજરાતનાં ઘણાં રાજ્યોમાં આ સંસ્થાના ઘણા કવિઓએ પોતાનું નામ રોશન કર્યું છે અને સંસ્થાને યશસ્વી બનાવી છે; તથા બ્રહ્માનંદ અને દલપતરામ જેવા કવિઓએ પ્રજાજીવનમાં સંસ્કાર સિંચી લોક-હૃદય જીત્યાં છે.

## મહારાવ ભારમલ

મહારાવ લખપત પોતે કાવ્યપ્રેમી કવિ હતા, કલામર્મજ્ઞ હતા. એઓ કવિસભા બોલાવતા અને કાવ્યરચનાઓ કરતા. નાનપણથી એમને આવા સા-હિત્ય-સંસ્કાર મળ્યા હતા. એમના પિતા દેશળજી 'દેશરાપરમેશરા' નામે જાણીતા હતા અને એ પણ લોકસાહિત્યના પૂરા રસિયા હતા. મેકણ એમના આધ્યા-ત્મિક ગુરુ થતા. સંવત ૧૬૦૫માં ખેંગારજી પહેલાએ ભૂજની સ્થાપના કરી. એમના ઉત્તરાધિકારી મહારાવ ભારમલજી પહેલાનો સમય કચ્છમાં શાંતિનો કાળ હતો. કચ્છનું લોકસાહિત્ય ત્યારે વિકસ્યું અને કચ્છમાં ત્યારે ડિંગળની મસ્તીભર્યા ચારણી સાહિત્યની બોલબાલા હતી.

## કલામર્મજ્ઞ લખપત અને વ્રજ ભાષાની કાવ્યશાલા

એમના અને એમના વિદ્વાન કુંવર ભોજરાજજીના વારાથી કચ્છ રાજ્યનો દરબાર ભરાય ત્યારે ચારણ કવિના કવિતથી અને આશાપુરાની પ્રાર્થનાથી દરબાર શરૂ કરવાની પ્રથા અદ્યાપિ પર્યંત કચ્છ રાજ્યના વિલીનીકરણ લગી ચાલુ હતી. પરંપરામાં સાહિત્યના આવા સંસ્કારી કવિરાજવી લખપતનું 'નૃત્ય-સુધારસમંજરી' નામના ગ્રંથમાં, એના લેખક ફકીરચંદે મહારાવ લખપતજીની રસજ્ઞતા, કલામર્મજ્ઞતા તથા કવિકલાકાર વત્સલતાનું વિદગ્ધ વર્ણન કર્યું છે:

'જાદવકુલસિરમુકુટમનિ લખપતિ લખ દાતાર।
માનૌં આયૌ જગતમેં દૂજો ચંદ્ર-અવતાર॥
ખટ ભાષાકે જાન કવિ કઈ ગાયનકે વૃંદ।
ના રસભીનૈ નીતિ રહૈ લખપતિરાઉ નારિંદ॥'

'ખટ ભાષા કે જાન કવિ' લખપતજી સાહિત્ય, સંગીત તથા કાવ્યના મર્મજ્ઞ કવિઓ અને અનેક લલિતકલાઓના કલાકારોને સંમાન અને આશ્રય આપતા. એઓ કચ્છી, ગુજરાતી અને વ્રજ ભાષામાં કાવ્યો કરતા અને સાંભળતા. વ્રજ ભાષા હિંદીનું—એ જમાનામાં સર્વસ્વીકૃત 'સબકી બોલી'નું સાહિત્યભાષા તરીકે એમણે સંમાન કર્યું અને રાષ્ટ્રીય એકતાના સંવર્ધન તત્ત્વને પોષણ પાયું. આમ

સૈકાઓ પૂર્વે અખિલ ભારતીય દષ્ટિકોણ અપનાવી દુનિયામાં અદ્વિતીય એવી વ્રજ ભાષાની પાઠશાલા સ્થાપી કચ્છની ભૂમિએ હિંદી સાહિત્યના ઇતિહાસમાં અતિનોંધનીય કાર્ય કર્યું છે. આ પોશાળ દ્વારા દોઢસો વર્ષ લગી વ્રજ ભાષાનું શિક્ષણકાર્ય ચાલુ રહ્યું છે અને એમાંથી કવિની પદવીઓ અપાઈ છે. એનો અપાતા પ્રમાણપત્રમાં 'વ્રજ ભાષા કાવ્યશાલા મહારાવશ્રી લખપતજી' એમ મુદ્રા અંકિત થયેલી રહી છે. એ પ્રમાણપત્ર નાગરી લિપિમાં હિંદીમાં લખાતું. આપણી રાષ્ટ્રભાષાના અનુપમ સ્મારક જેવી સાહિત્ય ને સંસ્કૃતિની આ સંસ્થા આધુનિક યુગમાં એના અદ્યતન અધ્યાપનમાં ટકાવી શકાઈ નથી. રાષ્ટ્રએકતાના સૂચક સ્મારક તરીકે હવે એને સંભારવી રહી! વ્રજ ભાષાની પાઠશાલાની જેમ લખપતજીએ સંગીતની શાળા પણ શરૂ કરેલી.

'ત્યોં ખાનૌ તાલીમકે, સાતલાખ લગિ સીમ।
વિત્ત ઉપારો પ્રત્વિરસ, તેજ હોન તાલીમ ॥'

લલિતકલાઓની તાલીમની જ્યાં વ્યવસ્થા થયેલી તે આ વ્રજ ભાષા પાઠશાલામાં એક હજાર ઉપરાંત હસ્તલિખિત ગ્રંથોનો સમૃદ્ધ સમુચ્ચય ભેળો થયો છે અને ડુંગરશી દેવસર જેવા ચિત્રકારે આ સંસ્થામાં રાગરાગિણીઓનાં અને બીજાં ચિત્રો પણ દોરી આપેલાં છે. આ રીતે આ સંસ્થામાં વિપુલ સાહિત્ય-સર્જન થયું છે. રાષ્ટ્રીય મહત્ત્વની આ પોશાળનાં સાહિત્યકૃતિઓ અને ચિત્રોને હજુ પણ જ્યાં હોય ત્યાંથી નાશ પામતાં ઉગારી લેવાં એ પણ રાષ્ટ્રહિતનું એક મહાન કાર્ય બની રહેશે.

### કવિ લખપત

લખપતજીએ લખપતિમાનમંજરી, સુરતરંગિણી, મૃદંગ મહોરા, રાગસાગર, હરિભક્તિવિલાસ, શિવબ્યાહ આદિ ગ્રંથોની રચના કરી છે. નૃસિંહાવતારની કથા જેમાં વણી લેવામાં આવી છે તેવું લખપતજી-લિખિત 'હરિભક્તિ-વિલાસ' ૬૬૫ છંદનું ખંડકાવ્ય છે.

સુરતરંગિણી સંગીતશાસ્ત્રનો ગ્રંથ છે. એમાં નાદઉત્પત્તિ, નાદમહિમા, રાગરાગિણીઓનાં સ્વરૂપનિરૂપણ અને લક્ષણવિસ્તાર વગેરે આપવામાં આવેલ છે:

'રાગાદિક ગીતાદિમેં હાવભાવ રસભેદ।
સળકો નોકો કર કહેં ભાવક લચ્છનભેદ ॥
તાનસેન મન આનંદે ભરતહિ ચિત્ત લગાયે।
સંગીત મૂર્છન આદિ સબ દીનહિ ભેદ બતાયે ॥'

એમ કહી સૂરાધ્યાય સુરતરંગિણી ગ્રંથ સંપૂર્ણ કર્યો છે. એમણે 'નૃત્યસુધારસ-મંજરી' તૈયાર કરેલું અને

'મહારાવ લખપતિ કિયૌ શુભ લખપતિ-સિંગાર।
રચ્યો દેખિ રસમંજરી સકલ રસનિકો સાર॥'

સંસ્કૃત ગ્રંથ રસમંજરી ઉપરથી 'લખપતિ-શૃંગાર' ગ્રંથ તૈયાર કર્યો:

'વૃંદારક ભાષા કરી યૌં નર ભાષા ન્યાય।
જાતેં રસ કૌ પંથ જગ સમુઝૈ સકલ સુભાય॥
કન્હીં લખપતિ કચ્છપતિ ભલે સુનૌ કવિભૂપ।
સુંદર ક્રિત અનુરૂપ યહ રસતરંગ રસરૂપ॥'

લખપતજીના સમયમાં હમીરદાન રતનુ અને ભારમલ એમ બે પ્રતિભા-સંપન્ન કવિઓ થઈ ગયા છે. એમને લખપસા આપીને લખપતજીએ અયાચી બનાવેલા. ગુણપિંગલપ્રકાશ, હમીરનામમાલા, પિંગલકોષ, જદુવંશ વંશાવલી, મહારાવ દેશલની વચનિકા, લખપતગુણપિંગલ, જ્યોતિષજડાવ, ભાગવતદર્પણ અને બ્રહ્માંડપુરાણ એમ નવ ગ્રંથરચનાઓ કવિરત્ન હમીરદાન રતનુએ કરેલી છે.

### કનકકુશળ

શાહજહાંના દરબારના પ્રસિદ્ધ કવિ સુંદરની 'સુંદરશૃંગાર'ની ભાષાટીકા ભટ્ટાર્ક કનકકુશળે લખપતજીના નામ પર લખી છે. આ 'સુંદર શૃંગારકી રસદીપિકા ભાષાટીકા' ગુજરાતમાં બહુ લોકપ્રિય રહ્યું હતું. ૧૭૯૮માં કનકકુશલે આ ગ્રંથ સંપૂર્ણ કર્યો.

### કુંવરકુશલ

કુંવરકુશલ નિષ્ણાત અધ્યાપક અને શિક્ષણકલામાં કુશળ હતા. કાવ્યાંગોનું વિવેચન એઓ ગહન વિદ્વત્તાથી પણ સુબોધ બને એમ કરતા. લખપતમંજરી-નામમાલા, પારસતિનામમાલા (આ એ નામના ફારસી ગ્રંથનો હિંદીમાં પદ્યાનુવાદ છે), કવિરહસ્ય અથવા લખપતિ પિંગલ, ગૌડ પિંગલ, લખપતિ જલસિંધુ, લખપતિ સ્વર્ગ-પ્રાપ્તિસમય, મહારાવ લખપતિ દુવાવૈત, માતાનો છંદ, રાગમાલા વગેરે ગ્રંથો રચેલા છે.

દોહા: સાંચે સૂરિજદેવકી કરહુ સેવ કુંઅરેસ।
કવિતા દે અરુ જો કરે અધિક બુદ્ધિ ઉપદેશ॥

યાકૌ અર્થ॥ સાંચો જગતમેં જાગતિ જોતિ ઐસે સૂરજદેવકી કુંઅરેશ કવિ સેવા કરિ। તૌ કવિતાઈ બહુત કામકી દે વે અધિક બુદ્ધિ કોં બઢાવે॥

કુંવરકુશલ 'કવિરહસ્ય'માં એ રીતે પ્રથમ પદ્યમાં અને પછી સાફસુથરા અર્થમાં ગદ્યમાં સમજાવતાં અંતમાં કહે છે કે:

દોહા: ગુરુ જબ કિરપા કી ગુરવ, સૂરજ ભય સહાય।
તબ લખપતિ પિંગલ અચલ, ભયૌ સફલ મન ભાય॥

યાકૌ અર્થ॥ જબ ગુરુને કિરપા કરી ઔર શ્રી સૂરજ જબ સહાય ભયે। તબ યહ લખપતિ પિંગલ અચલ સફલ ભયૈ મન તેં જાનિ॥

### ફકીરચંદ

કુંવરકુશલ સમ્માનિત હતા. વ્રજ ભાષા પર એમને સારો અધિકાર હતો. સ્પષ્ટ સુબોધ લક્ષણવાળી ભાષા એઓ વાપરતા. આમ કચ્છમાં એ જમાનામાં સાહિત્યની આવી રમઝટ બોલાતી. વ્રજ ભાષા પાઠશાલાના આ પરિવારમાં મયારામ ચૌહાણનો પુત્ર ફકીરચંદ એક રસિક કવિ થઈ ગયો છે. એણે નૃત્યશાસ્ત્ર ઉપર 'નૃત્યસુધારસમંજરી' નામે એક સુંદર ગ્રંથ લખ્યો છે.

અચલ સહર ભુજમેં પ્રગટ સોભિત સરવનરાય।
મહારાઉ લખપતિ કોં સદા પ્રસન સુખદાય॥
જિતે નૃત્ય કે ભેદ હૈં તિતે પ્રગટ યા માંહિ।
સો સબ ગુરુમુખ સાધિયૈ તો રતિરસ સરસાહિં॥

... ... ...

જો જાનૈ સંગીતવિધિ તાકે હરિ આધીન।
મનમોહન હૈ નાટકી વિદ્યારંગરસલીન॥

અને ઉપસંહારમાં

મયારામ ચઉઆન-સુત ફકીરચંદ યહ કીન્હી।
નૃત્યસુધારસમંજરી ચાતુર ચિત્ત લખિલીની।
જબ લગી રવિશશિ ધ્રુઅધરા સાત સમુંદ દરસાહિં।
નૃત્યસુધારસમંજરી તબ લગી થિર જગ માંહીં॥

ઇતિ શ્રી નૃત્યસુધારસમંજરી ચઉઆન મયારામ-સુત ફકીરચંદ-કૃતા સંપૂર્ણ.

### રાજકવિ લાલ

મહારાવ ગોડજીના રાજકવિ લાલ એ જમાનાના ઉલ્લેખનીય કવિ થઈ ગયા છે. લખપતજીના કુંવર ગોડજીને માટે એમણે 'ગૌડરત્નાકર' ગ્રંથ તૈયાર કર્યો છે. ભાનુમિશ્રની 'રસતરંગિણી'ના આધારે કંઈક હિંદીમાં અને થોડું સંસ્કૃત-માં લખી આ પુસ્તકમાં રસનું વિવેચન કરેલું છે.

### કવિ ગોપ

પાઠશાલાના બીજા ઉલ્લેખનીય વિદ્યાર્થીઓ કીર્તિકુશલ, ગંગકુશલ અને લક્ષ્મીકુશલે 'વિજૈરાજમંજરી નામમાલા' નામનો ગ્રંથ લખ્યો છે.

વ્રજ ભાષા પઠશાલામાં ભટ્ટાર્કની ગાદીની વારસપરંપરા ચાલુ રહી છે, પણ પ્રાગમલજી બીજાના વારામાં એઓ પૈકી આચાર્ય થવાને લાયક કોઈ નહિ થતાં રાજગોર બ્રાહ્મણ પ્રાણજીવન પાઠશાલાના અધ્યક્ષ બન્યા. એમણે 'શૃંગાર-

વિવાહાનંદપીયૂષ' લખ્યો. એમના શિષ્યો ગોપ, શંકર, ભેરવદાન, ખેતજી, લાલસ, હમીર દશોંધી, કેશવ હરશાદ વગેરેમાંથી રાજસ્થાનમાં કવિ ગોપ ખ્યાત-નામ બની ગયો છે. ગોપનું પૂરું નામ ગોપાલ જગદેવ. સંવત ૧૯૧૯માં એનો જન્મ થયેલો અને ૧૯૭૨માં એનું આયુષ પૂરું થયેલું. દસમે વરસે એ પાઠ-શાલામાં દાખલ થયો હતો. દરમ્યાન એણે કાવ્યપ્રભાકર કિંવા રુક્મિનીહરન, મલિદશતક અને રસાલમંજરી ગ્રંથો લખ્યા. આમાંથી કાવ્યપ્રભાકર એમણે પ્રાણજીવનના નામથી લખ્યો છે. 'તત્ત્વાત્મબોધ' એમણે લખેલો વેદાંત સંબંધી ગ્રંથ છે. એમણે પાંઠશાલામાંથી કવિની પદવી લઈ 'હમ્મીરસર બાવની' બના-વેલી, જે પરથી કચ્છના મહારાવ ખેંગારજીએ પ્રસન્ન થઈ ગોપને શાળામાં જ શિક્ષક તરીકે રોકી લીધેલો. આ હમ્મીરસર બાવની કચ્છ દરબારી પ્રેસમાં છપાઈ છે.

ભૂજમાં અભ્યાસ પૂરો કરી ભૈરવદાન ખેતજીએ 'છન્દવિધિગતિ ચંદ્રિકા' લખી. રોહાદરબાર વેરિસાલજી માટે ભૈરવદાને 'અલંકારનિધિ' લખ્યો. કેશવ હરશાદ ચારણે 'શબ્દવિભૂષણ' નામે શબ્દાલંકારની પુસ્તિકા લખી છે. પેટ-લાદના પટેલ વેણીદાસે વ્રજ ભાષામાં 'સાહિત્યસિંધુ' લખેલ તેની પણ પાઠ-શાલામાં નોંધ લેવાઈ છે.

## 'બાવની' રચના

કચ્છના સાહિત્યપ્રેમી દીવાન મણિભાઈ જશભાઈએ આ પાઠશાળાને ઊંચે લાવવા ઠીક પ્રયત્ન કરેલો. એ વખતના આચાર્ય શ્રી હમ્મીરદાનની પ્રેરણા-થી એ પાઠશાલામાંથી પ્રતિભાશાળી વિદ્યાર્થી પદવી લઈ નીકળે ત્યારે એણે એક 'બાવની' તૈયાર કરી સંસ્થાને ભેટ ધરતા જવી એવી પ્રથા એમણે દાખલ કરાવી. નિર્ધારિત વિષય ઉપર બાવની બનાવનારને કોરી ૧૦૦ પુરસ્કાર પ્રદાન કરતા. એ રીતે પણ અહીં સારા પ્રમાણમાં સાહિત્યસર્જન થયું છે. નિર્ધારિત વિષય ઉપર બાવન કવિત્તોનો સંગ્રહ આપી બાવની બનાવવામાં આવતી. એવી થોડી બાવનીઓની નામાવલિ ટાપસીમાં બતાવી છે.

## ગુજરાતી સાહિત્યને કચ્છની કાવ્યશાળાની દેન

આ રીતે આ પાઠશાલામાં ઘણા યશસ્વી કવિઓ તૈયાર થયા છે. એમણે એમના જમાનામાં એમના સમાજને રસસિક્ત કર્યો છે અને રસરંજન આપ્યું છે. ગુજરાતી સાહિત્યમાં આ કવિપરંપરામાંથી બ્રહ્માનંદ અને દલપતરામનાં નામ અમર બન્યાં છે.

### બ્રહ્માનંદ

સહજાનંદ મહારાજના સખા બ્રહ્માનંદ સ્વામિનારાયણ સંપ્રદાયમાં મહાન સાધુ અને વિખ્યાત કવિ થઈ ગયા છે. એમનો જન્મ સને ૧૭૭૨માં થયેલો.



ભારમલજી પહેલા



લખપતજી. એના પર 'મહારાઉ શ્રી લખપતજીની સઇ' એવા એમના હસ્તાક્ષર છે



પ્રાગમલજી



બાલ ખેંગારજી

ડુંગરપુરના ખાણ ગામમાં એમનો જન્મ. જ્ઞાતિએ ભાટ અને નામે લાડુ બારોટ. બચપણ અને શિક્ષા-દીક્ષા ભૂજમાં વીત્યાં. સહજાનંદનો ભેટો થયે બ્રહ્માનંદ બન્યા. એમનું બચપણનું નામ લાડુ. જુવાનીનું નામ શ્રીરંગ અને ઉત્તરાવસ્થાનું નામ બ્રહ્માનંદ. આ ત્રણે નામોથી એમણે કવિતા કરી છે. એ તો જન્મજાત પ્રતિભાવાન અને કવિતારચના કરવાવાળા કવિ હતા. એમણે ભૂજની વ્રજ ભાષા પાઠશાલામાં પિંગલ અને અલંકારશાસ્ત્રનો અભ્યાસ કરી એમાં પૂર્ણ વિકાસ સાધ્યો. એમને તો વ્રત હતું કે દરરોજની ચોક્કસ સંખ્યાના પદની કાવ્યરચના કરી પછી ભોજન લેવું. એમણે ૮૦૦૦થી ય વધુ બોધપ્રધાન પદો લખ્યાં છે. 'બ્રહ્માનંદકાવ્ય' નામે એમનાં પદોનો સંગ્રહ બહાર પડયો છે. હિંદીમાં એમણે 'સંપ્રદાયપ્રદીપ' લખેલ છે. એમણે ભાવ અને ભાષાની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ એવી સંગીતાત્મક રચનાઓ કરી છે. વ્રજ ભાષામાં એમણે 'સુમતિપ્રકાશ', 'વર્તમાન વિવેક', 'બ્રહ્મવિલાસ', 'ઉપદેશચિંતામણિ' તથા છંદરત્નાવલી' ગ્રંથની રચના કરી છે. ચારણી પરંપરામાં પણ એઓ કાવ્યો કરતા. મોહક અને સરસ શબ્દપ્રયોગોવાળી એમની ગુજરાતી રચનાઓ પણ બહુ મહત્ત્વની છે.

'આ તનરંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી,
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની અંત ફજેતી થાશેજી.'

એમની ભાષા સાદી અને કોમળ સાથે જ્ઞાનોપદેશની છાંટવાળી સંસ્કારી છે. બારમાસીના કાવ્યમાં એમણે વિપ્રલંભશૃંગાર પણ ગાયો છે. એમણે ગુજરાતી ભાષામાં બ્રહ્માનંદ નામે, ચારણીમાં લાડુ નામે અને હિંદીમાં શ્રીરંગ નામથી અબલખ કાવ્યસર્જન કર્યું છે. ઈ. સ. ૧૮૪૯માં મૂળીમાં સંપ્રદાયના આ સર્વશ્રેષ્ઠ કવિ શ્રીજીના ચરણ પામ્યા. 'સદ્દગુરુ કા બન્દા બ્રહ્માનંદા સાચ કહન્દા જગફન્દા'ના સત્સંગી મહાકવિ લાડુ – શ્રીરંગ – બ્રહ્માનંદના શિષ્ય દેવાનંદ ને દેવાનંદના શિષ્ય દલપતરામ. અર્વાચીન ગુજરાતી સાહિત્ય ભાષાના આદ્યપ્રણેતા દલપતરામનાં દિલ અને દિમાગ કચ્છી રંગે કેટલાં સિંચાયાં હતાં અને અરસપરસ એ જમાનામાં એની કેટલી અસર પડી હતી એ તો કવિ દલપતરામના કચ્છને લગતા જીવનપ્રસંગો વિગતે જોઈશું તો ગુજરાતી સાહિત્યના તળમાં કચ્છના તળપદા સંસ્કારરંગની જે અગમ્ય ભાત ઊઠી આવી છે તેનો અંદાજ આવશે.

## દલપતરામ અને કચ્છ તથા અર્વાચીન ગુજરાતી ગદ્ય-પદ્ય-સાહિત્યનો ઉગમ

દલપતરામને ભાષા–કવિ થવાના કોડ થયા. ભૂજ-ભણ્યા એક ગઢવીએ એમને કને રસ અને કવિતાનું રહસ્ય સમજાવ્યું. આચાર્ય અયોધ્યાપ્રસાદજીએ એ ઉપરથી બ્રહ્મચારી વૈષ્ણવાનંદજીને વ્રજ ભાષા જે ત્યારે ભાષા કહેવાતી તે

ભણવાને ભટ્ટાર્કજી પાસે પોશાળમાં ભૂજ મોકલાવ્યા. ભૂજથી એઓ 'માનમંજરી' અને 'અનેકાર્થી' એવા ભાષાભંડારના બે કોષ લઈ આવ્યા. દલપતરામે એ ઉતારી લીધા. સને ૧૮૪૧માં વૈષ્ણવાનંદ સ્વામી સત્સંગના કવિ બની ભૂજથી ભણીને મૂળીએ આવ્યા. સુંદરદાસજી સ્વામી પણ ભૂજમાં હતા. ભૂજમાં ત્યારે છન્દશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, વ્યાકરણશુદ્ધિ, ભાષાભંડોળ, શબ્દચમત્કૃતિ વગેરે કવિતાની પ્રેરણા પ્રગટ્યા પછી એને સૌંદર્ય-સંસ્કાર કરવાની કલા શિખવાડાતી. ત્યાં આવા કવિતાના રસનિયમોથી કવિતાની કલાનું જ્ઞાન અપાતું અને એ કાવ્યશાળામાં કવિઓનું સર્જન થતું. મૂળીના ફૂલજી ગઢવી કે મહામર્મીલા કુસુમ કવિ સાતેક વર્ષ ભૂજની પોશાળમાં ભણી આવ્યા હતા. છેલ્લી પરીક્ષામાં એમણે સરસ કાવ્યચાતુર્ય દાખવ્યું એટલે કચ્છના મહારાવે એમને પાઘ, સોનાનાં કડાં, શાલ અને કંઠી તેમજ પોશાક ભેટ આપ્યો હતો. એમની ભાષાની છટા જોઈ દલપતરામને થયું કે પોતાના છપ્પા પણ ભૂજ મોકલે અને ત્યાં ભણવાની એમને ઉત્કંઠા થઈ.

દલપતરામના સસરા ખેતી કરતા; ને ઝાલાવાડમાં સં. ૧૮૮૯નો નેવાશિયો કાળ પડ્યો તે પછી એઓ વઢવાણથી વાગડમાં લોદ્રાણીએ જઈ રહ્યા હતા. સંગાથ જોઈ દલપતરામે પત્ની મૂળીબાને અને બાળક પુરુષોત્તમને પિયર લોદ્રાણી મોકલ્યાં ને પોતે રાજસ્થાનને પ્રવાસે નીકળ્યા.

પછી સને ૧૮૪૫ના માગસર માસમાં ડાહ્યાભાઈની વરસી વાળી દલપતરામે મૂળીબાને તેડવા જવાનો નિશ્ચય કીધો. ડાહ્યાભાઈનાં પ્રથમ પત્ની કચ્છના અંજારનાં હતાં. સાંભળ્યું કે હળવદને માર્ગે રણ હજી સુકાયું નથી તેથી નહિ ઊતરાય, એટલે ઉપરવાસે રણ ઊતરવાને વીરમગામ બજાણાપાટડી થઈ દલપતરામ શંખેશ્વર ગયા.

દલપતરામ ત્યાંથી ફતેહગઢ થઈ લોદ્રાણી ગયા. લોદ્રાણીમાં સાંભળ્યું કે કચ્છના મહારાવ દેશળજી બાવા ઉદાર રાજા છે. ભૂજ જવાનું ને રા' બાવાને મળવાનું મન થયું. લોદ્રાણીથી દેશળપર, રાપર, આધોઈ, અંજાર, બિદડે થઈને કવિ ભૂજ ગયા. ત્યાં સ્વામિનારાયણના મંદિરે જઈ ઊતર્યા. ત્યારે બેએક દિવસ ભૂજમાં રહ્યા એમાં મહારાવશ્રીને જોવા સિવાય ખાસ મેળાપ થયો નહિ. પાછા લોદ્રાણી જઈ મૂળીબાને તેડી કવિ વઢવાણ ગયા. એ વખતે રસ્તે ગામડાંઓમાં ઊતરી, કવિ પોતાની કવિતા ગાઈ સંભળાવી, લોકોનાં મનડાં રીઝવતા હતા અને લોકોનો સ્નેહભાવ મેળવી ત્યારે એઓ કચ્છ વાગડના દેશલપર, બેલા, સાપર વગેરે ગામોમાં ખ્યાતનામ થયા હતા. આ અરસામાં એમણે એમના 'જ્ઞાનચાતુરી' ગ્રંથની રચના કરી હતી.

થોડેક કાળે ૧૮૪૭માં સ્વામિનારયણ સંપ્રદાયના આચાર્ય અયોધ્યાપ્રસાદજી મહારાજે પોતાની ધર્મસવારી કચ્છમાં ગોઠવી ત્યારે દલપતરામને એમણે સાથે લીધા. માળિયાંથી રણ ઊતરી આચાર્યશ્રી આધોઈ આવ્યા. પછી ફરતા ફરતા અંજાર થઈ ભૂજ પધાર્યા. મહારાવ દેશળજીએ સારો સત્કાર કીધો. પાદરે તંબૂ ખડા કરી આચાર્યશ્રીએ ઉતારા કર્યા હતા. ત્યારે કવિઓની શાળાના કાવ્યતીર્થનાં દલપતરામે દર્શન કીધાં, શીઘ્ર કવિતાઓ સાંભળી ને સંભળાવી. ભૂજની આ યાત્રા તો કવિને કાવ્યયાત્રા હતી. કાવ્યકલાપીઓને કાવ્યકલાથી સજાવતી કવિતાની ભૂજની આ શારદાપીઠનાં દલપતરામને ત્યારે પ્રથમ દર્શન થયાં.

દલપતરામ પછી ભૂજમાં વારંવાર પોશાળે જતા, કવિતા સંભળાવતા, ને સરસ્વતીના હંસલા સમા ઊછરતા કવિઓને પ્રોત્સાહન પાઈ આવતા. વર્ષો પછી દલપતરામે સને ૧૮૫૮ના બુદ્ધિપ્રકાશમાં 'ભૂજની કવિતાની શાળા'નો લેખ લખી પોશાળનું સંભારણું જાળવી રાખ્યું છે.

કાવ્યકળાની એ જગત-અદ્વિતીય પાઠશાલાના આચાર્ય ભટ્ટાર્ક જીવણકુશળજીને તથા ઈડર-નિવાસી ધીરજી ગઢવી આદિ એમના શિષ્યપરિવારને પોતાની શીઘ્રકાવ્યકલાની ચમત્કૃતિઓના ચમકારાઓથી દલપતરામે રીઝવ્યા. અયોધ્યાપ્રસાદજી મહારાજની સવારી સંગાથે વેપારનો, વીરત્વનો અને ભક્તિભાવનો પરાક્રમશાળી કચ્છ દેશ જોતા જોતા એઓ માંડવી બદરે ગયા. દેશમાં સ્વામિનારાયણ સંપ્રદાયનો સત્સંગપ્રસાર વિશાળ છે. ત્યાંના સત્સંગીઓ ધીંગા ને ધોરી છે. સાગરના તરંગો ને રણના વંટોળોની મધ્યે ઊછરેલાં પાણીદાર વછેરાવછેરીઓ જેવાં ભાવઝળૂંબતાં ને રૂઆબદાર કચ્છનાં પ્રજાજનોનો સદ્‌ભાવ ઝીલતા ઝીલતા મહારાજ મધ્ય કચ્છમાંથી સાગરતીરે પધાર્યા. દલપતરામ પણ સાથે જ હતા. એઓ ઠેકાણે ઠેકાણે કાવ્ય સંભળાવી અને સત્સંગસભાઓને ઉદ્‌બોધી સૌને સદ્‌બોધ કરતા લોકસંપર્ક કેળવતા હતા. માંડવીમાં ડાહ્યાભાઈના દીકરા વીરેશ્વર રહેતા હતા તેમને ઘેર દલપતરામ ઊતર્યા હતા. એકાએક ત્યાં સમાચાર આવ્યા કે દેશમાં અમૃતબા માંદાં છે. અમૃતબાને દમનો જૂનો રોગ હતો, પણ દમનો વ્યાધિ કાંઈ જીવલેણ વ્યાધિ નથા એમ ધારીને માતુશ્રીને માંદાં મૂકી દલપતરામ ધર્માચાર્યજીની સંગાથે કચ્છમાં ધમયાત્રાએ નીકળ્યા હતા ને ભૂજમાં કાવ્યકળાનાં તીર્થેતીર્થ કરવા ગયા હતા. ઠેઠ નારાયણસર સુધીનો સંકલ્પ હતો, પણ માતુશ્રીના મંદવાડના સમાચારે દલપતરામ ઉતાવળે પગલે પાછા ઝાલવાડને પંથે પડ્યા. માંડવીથી ભૂજ થઈ દલપતરામ અંજાર આવ્યા ને અંજારથી ખારીરોહરે ગયા. ત્યાંથી ખાડી ઓળંગી વવાણિયે ઊતર્યા, ને વવાણિયેથી માળિયા અને હળવદ થઈ કચ્છની મીઠી યાદ મનમાં લઈ દલપતરામ ઘેર પહોંચ્યા.

કચ્છના દાનવીર શેઠ ગોકળદાસ તેજપાળ મુંબાઈમાં બુદ્ધિવર્ધક સભાને આગળ વધારવા ઉત્તેજન આપતા હતા ત્યારે એમણે મુંબાઈમાં પ્રથમ શરૂ થયેલી બે કન્યાશાળાઓ પૈકી એકનો આરંભ કરાવ્યો. ૧૮૫૯ના મે મહિને ગોકુળદાસ ખીમજી અને લક્ષ્મીદાસ ખીમજીએ કવીશ્વર દલપતરામને આવકાર્યા અને એમને રૂા. ૧૨૫ બક્ષિસના એનાયત કર્યા. ત્યારે ઠક્કર કરસનજી નારાયણ તથા રતનજી શામજી અંજારવાળાએ રૂા. ૧૫૦ આપ્યા. જેમને દલપતરામે 'હંસકાવ્ય શતક' બનાવી આપ્યું તે હંસરાજ કરમશી લુવાણા ઠક્કરે કવિને રૂા. ૫૦૦ આપ્યા. દેશજાણીતા દલપતરામને આવી સહાય ઘણી પ્રોત્સાહક થઈ પડતી. ૧૮૬૯માં કવિએ મૂળરાજ સોલંકી અને કચ્છાધિપતિ લાખા ફુલાણીના ઐતિહાસિક રણસંગ્રામની કવિતા રચી. ભૂજની પોશાળના ધીરજી કવિની કથા પણ 'ફાર્બસવિલાસ'માં એમણે ઉતારી.

૧૮૭૦ના માર્ચમાં કચ્છનરેશ મહારાવ પ્રાગમલજી બાવા મુંબાઈ જતાં માર્ગે અમદાવાદ ઊતર્યા. નડિયાદના શ્રી. ઝવેરીલાલ યાજ્ઞિક જેમણે અભિજ્ઞાનશાકુંતલનું ભાષાન્તર કરેલું તે, એમની સંગાથે હતા. એમની મારફત ત્યારે દલપતરામે મહારાવની મુલાકાત કીધી. મહારાવને રાજરીતે રંજિત કીધા, કવિતા સંભળાવી અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સત્પ્રવૃત્તિઓ સમજાવી. મહારાવે રૂા. ૭૦૦ આપ્યા અને સોસાયટીનો સત્કાર કર્યો.

સાહિત્યરસિક કચ્છી ગોવિન્દજી ધર્મસિંહની ઇનામી જાહેરખબર વાંચી, ૧૮૭૦માં દલપતરામે હાસ્યરસપ્રધાન 'મિથ્યાભિમાન' નાટકની રચના કરી. આ કચ્છી સજ્જનને આ નાટક બહુ રસભર્યું લાગ્યું. એમણે કવીશ્વરને પુરસ્કારમાં સો રૂપિયા તો મોકલાવ્યા અને વધારાના પચાસ બીજા પ્રશસ્તિપત્ર સાથે આપ્યા. દલપતરામે કચ્છના પોલિટિકલ એજન્ટની ફરમાયશથી 'સગોત્રવિવાહનિર્ણય' લખ્યું અને ઈ. સ. ૧૮૭૫માં રૂા. સો ઇનામના મેળવ્યા.

કચ્છની પ્રતાપપ્રભાવી પાંખડીસમાં નાનીબા સાહેબે ભૂજમાં રાજકુટુંબમાં લગ્નોત્સવ પ્રસંગે કવીશ્વર દલપતરામને નોતર્યા. વૃદ્ધ દલપતરામ દરિયાપાર જાતે જઈ શક્યા નહિ ને એમણે પોતાની કવિતા મોકલાવી. ત્યારે નાનીબાએ શિરપાવના રૂા. બસ્સો પાઠવી કવિને લખ્યું કે બાળાઓ ગાતાં-રમતાં સદ્બોધ પામે તેવી ગરબાવળી રચી આપો. લોકસંગ્રહની દલપતશૈલીમાં 'કચ્છગરબાવલી' ૧૮૮૦માં રચી કવિએ ભૂજ મોકલાવી. કચ્છ રાજ્યે રૂા. ૫૦૦ બક્ષિસ મોકલાવ્યા. તળપદી ગુર્જરગીતાલક્ષ્મીના ગીતસંગ્રહલેખે 'કચ્છગરબાવલી'નાં મૂલ્ય તો પછી અનેકગણાં અંકાયાં. ૧૮૮૩ના 'બુદ્ધિપ્રકાશ'ના સપ્ટેંબર અંકમાં ત્યારે પ્રસિદ્ધ થયેલી 'કચ્છગરબાવલી'ની એની વિસ્તારી જાહેરખબર આપેલી છે.

દલપતરામના ચારેય પુત્રોને કવિતાવારસો મળ્યો હતો. એમની પ્રથમ પત્નીથી થયેલા એક પુત્ર મોહનલાલે કચ્છ-વાગડમાં અને પછી સિંધને છેડે ઠેઠ લખપતમાં સને ૧૮૭૮થી વર્ષો સુધી કચ્છ રાજ્યનાં ગામડાંની અમલદારીમાં કાઢ્યા હતા. કુટુંબના સંજોગોમાં વિજોગ વેઠી દલપતરામનાં પત્ની મૂળીમા રૂસણે મોહનભાઈ સાથે રહેતાં; અને એ કચ્છમાં જ ૧૮૮૭માં ચોપન વર્ષની વયે વિદેહ થયાં. દલપતરામનાં એક પુત્રી હરિબા પણ એમની સાથે કચ્છમાં રહેતાં. મોહનલાલે પણ ઘણી કવિતાઓ લખી હતી જે ત્યારે 'મોહનવાણી' નામે સંગ્રહાઈ હતી, પણ એઓ રાજ્યસેવામાં પ્રવૃત્ત રહી સાહિત્યવૃત્તિ વિકસાવી શકેલા નહિ.

કચ્છ-ગુજરાતના ખૂણા ખૂંદી સર્વગમ્ય લોકભાષામાં લોકપ્રશ્નો ગાઈ નવા યુગના આદિકવિ દલપતરામ લોકલાડીલા થયા. આ રીતે ગુજરાતી સાહિત્યમાં દલપતરામનો જેટલો સંગીન ફાળો છે તેટલો જ દલપતજીવનમાં કચ્છનો સંગીન ફાળો કહી શકાય. વ્રજ ભાષાની કવિતાના પરિશીલનથી એમની ભાષાની ઝડઝમક અને કથનની ચતુરાઈ એમની કવિતાનાં મહત્ત્વનાં અંગો રહ્યાં હતાં અને વ્રજ ભાષાની કાવ્યશાળાની કાવ્યપદ્ધતિ મુજબ એમનો કાવ્યાદર્શ ઘડાયો હતો. આમ દલપતરામની કવિતા કચ્છમાંથી પાંગરી અને ત્યારથી ગુજરાતના અર્વાચીન કાવ્યસાહિત્યનાં મંડાણ થયાં.

## કચ્છ અને અર્વાચીન ગુજરાતી સાહિત્ય

અર્વાચીનોમાં અગ્રણી એવા આપણા જોશીલા કવિ નર્મદના સમકાલીન દલપતરામના જીવન સાથે કચ્છ સીધી રીતે સંકળાયેલું રહ્યું હતું; જ્યારે નર્મદ કચ્છથી આઘે આઘે સુરતમાં વસતા જ્યાંથી એમને મુંબઈગરું કચ્છ નજીક લાગતું. 'કલમના સામું જોઈ કલમના ખોળે માથું મૂક્યું' ત્યાર પછીની નર્મદની મૂંઝવણની પળોમાં કચ્છી શેઠ ગોકળદાસ તેજપાળની સખાવતે કવિની ટેકને ટેકો આપ્યો હતો.

'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ને કચ્છ સાથે જે સંબંધ કવિ દલપતરામે બાંધી આપેલો તેનો મણિભાઈ જશભાઈના સમયમાં કચ્છની રિજન્સી કાઉન્સિલ દ્વારા સારો વિકાસ થયો; અને ત્યારે ગુજરાતી સાહિત્યસર્જનની પ્રવૃત્તિને કચ્છમાંથી સારું ઉત્તેજન અપાયું હતું. નંદશંકર તુલજાશંકર, પરભુદાસ રણછોડજી, કેશવ હર્ષદ ધ્રુવ, રણછોડભાઈ ઉદયરામ, છોટાલાલ માસ્તર, શિવલાલ ધનેશ્વર, દલપતરામ ખખ્ખર વગેરે આપણા આગલી પેઢીના કેટલાક અગ્રણી સાહિત્યકારોએ કચ્છમાં રહી કચ્છમાંથી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે. તેમ જમાને જમાને યુગબળની તાસીરને રુચતું સંતોસેવી કચ્છની ભૂમિનું એનું પોતીકું લોક-

સાહિત્ય—સંત કવિ અને કવિભજનિકોનું અને અન્ય કલમં-કસબીઓનું સાહિત્ય-સર્જન કચ્છમાં થતું રહ્યું છે. કચ્છમાંથી તોરલ, મેકણ, કવિ ઉન્નડ, રતનબાઈ, કવિ રાઘવ, પંડિત પીતામ્બર, બિહારીદાસજી, પ્યારેરામ, જીવરામ અજરામર, ગૌરીશંકર વોરા, કવિ લાલજી, નિરંજન, મોરારજી કામદાર અને કવિ દુલેરાય કારાણીએ કવિતાજગતમાં નામ રાખ્યું છે. તો નારાયણ વિસનજી, સચિત્ર સાહિત્ય સર્જનની ગુજરાતને પ્રેરણા પાનાર હાજી મહમદ, શ્યામજી કૃષ્ણ વર્મા, ઉસમાન બચલ, જયકૃષ્ણ, ડુંગરશી સંપટ, મૂળજી જેઠુ, ગોકુલદાસ બાંભડાઈ, ચંદ્રશંકર બૂચ, રસિકલાલ જોશી, અશોક હર્ષ, જયંત ખત્રી અને નાનાલાલ જોશીએ ગદ્ય અને અન્ય સાહિત્યસર્જનમાં કચ્છનું નામ કાઢ્યું છે.

સાહિત્યસર્જન જેમ સાહિત્યપ્રકાશન અને સાહિત્યબાંટણીમાં પણ કચ્છે પોતાનો ફાળો પુરાવ્યો છે. કચ્છીઓની પુસ્તકપ્રકાશન સંસ્થાઓ મુંબાઈમાં બે અને અમદાવાદમાં એક છે. આમાંથી અમદાવાદના શભુભાઈના ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે આપણા અગ્રણી સાહિત્યકારોના સંખ્યાબંધ ગ્રંથોનું પ્રકાશન કરી ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારોનું સૌજન્ય મેળવ્યું છે અને આ ક્ષેત્રે પ્રતિષ્ઠા જમાવી ખ્યાતનામ બન્યા છે. આપણી સાહિત્યપ્રવૃત્તિને વેગ આપતી કચ્છની હકીકત તથા કચ્છમાંથી સાહિત્યકારી કરનાર નામી અનામી સાહિત્યસર્જકોમાંથી જેમનાં નામ અને કામ જાણવામાં આવ્યાં છે તે સર્વે કવિ અને કલમનવીશોને સંભારી આ લખાણના ગ્રંથસ્વરૂપમાં એમનો વિશેષ પરિચય પામીશું.

## ગાંધીગિરા ગુજરાતીની અસ્મિતા

ઇતિહાસના કાલમાનમાં ભૂગોળનાં પ્રાચીન દેશનામો સંભારતાં એક કાળે કચ્છનું નામ 'આભીર' હતું તે યાદ આવે છે. કચ્છની આહીરાતમાં પ્રાંથડિયા આહીરો વર્તમાનની આભીરી બોલી આજે પણ બોલે છે તે સાંભળી અંદાજ આવે છે કે એક કાળે આપણા પૂર્વજોની એ ભાષા હતી. ગુજરાત વ્યક્તિત્વ પામી ગુજરાત તરીકે અસ્તિત્વમાં આવ્યું ત્યારથી ગુજર બોલી અને ગુજર સંસ્કાર કચ્છના પશ્ચિમ છેડા કોટેશ્વર સુધી વિસ્તરેલા હતા. એવામાં સિંધ તરફથી સમાઓએ નિરાશ્રિત તરીકે આવી કચ્છમાં પોતાનો પગદંડો જમાવ્યો. એ સમયે ઉત્તરોત્તર કચ્છની આભીરી એટલે એ વખતની મધ્યકાલીન ગુજરાતી એ કાળની મધ્યકાલીન સિંધીના સમન્વયમાં આવી. એના પરિણામસ્વરૂપ એ સિંધી અને ગુજરાતીના સંગમમાંથી એની બાળબોલી જેવી કચ્છીનો કાળાંતરે ઉદય થયો. પરંપરામાં પછી કચ્છી બોલી કચ્છીઓની એટલે કચ્છમાં નિવાસ કરે તેમની સૌની માતૃભાષા બની રહી. શરૂમાં થયેલા જાતિઓના વસવાટ માટેના જીવનવિગ્રહો શાંત પડયા પછી પણ રાજકીય અને સામાજિક

સંબંધે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતની વસ્તીની પરસ્પર અવરજવર રહી અને પ્રજાજીવનમાં સંસ્કાર-સાટાં ચાલુ રહ્યાં છે. આના ફળસ્વરૂપ, કચ્છમાં કચ્છી બોલતા લોકવર્ગની પણ લોકવ્યવહારની ભાષા તો સદાકાળ ગુજરાતી રહી છે.

કચ્છમાંથી સંવત ૧૪૩૧નું ગુજરાતી ગદ્યમાં લખેલું મને મળેલું એક તામ્રપત્ર પ્રથમ વાર અહીંથી પ્રગટ કરું છું. એથી ગુજરાતી ભાષાની સિલસિલાબંધ ઉત્ક્રાંતિ ઉકેલવા સંઘટિત સામગ્રીમાં એક નવીન ઉમેરણ થાય છે. કચ્છમાં ઉત્તરોત્તર ગુજરાતી ભાષાનો જે વપરાશ રહ્યો છે તે આથી પુરવાર થાય છે. લખાણની ભાષા ભલે ગુજરાતી રહી, પણ લિપિ બાળબોધ એવી લેખનની પ્રણાલિકા બહુ જૂના કાળથી કચ્છમાં ચાલુ રહી હતી. ભારતવ્યાપી રાષ્ટ્રભાષાના પ્રચારની હમણાં આપણે જાણે શરૂઆત કરીએ છીએ, કચ્છે તો જમાનાઓ પૂર્વે મધુરી વ્રજ ભાષાને સાહિત્યની ભાષા તરીકે અપનાવી ભારતની રાષ્ટ્રભાવનામાં વિરલ ફાળો નોંધાવ્યો છે. ગુજરાતનું મોં ઊજળું કરનાર જગતમાં અદ્વિતીય એવી વ્રજ ભાષાની કાવ્યશાળાની ભૂજમાં સને ૧૭૪૯માં સ્થાપના થઈ હતી. ગુજરાતના અર્વાચીન કાવ્યસાહિત્યના પ્રવર્તક બ્રહ્માનંદ અને અગ્રણી દલપતરામ એ શાળાના સુપુત્રો હતા. દલપતરામનું પા-ભાગનું જીવતર જાણે કચ્છમાં ઘડતર પામ્યું હતું. ગુજરાતીમાં સચિત્ર સાહિત્યસર્જનની પહેલ કરનાર હાજી મહમદ, આપણું શિર ઉન્નત રાખે એવી પ્રકૃતિવિજ્ઞાનની ગુજરાતી સાહિત્યકૃતિના સર્જક શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી, અને અજોડ એવી સાગરકથાઓના સર્જક 'સુકાની' ગુજરાતને કચ્છમાંથી સાંપડયા છે.

આભીરી બોલીની અસરવાળી વાણી વાપરતા કાઠીઓ અને કચ્છી બોલતા સમાઓ સૌરાષ્ટ્રમાં પ્રસર્યા. સૌરાષ્ટ્રમાંથી કચ્છને તોરલ સમું નારીરત્ન સાંપડયું. તોરલ દિલડોલાવણ સુકુમાર ભાવોની ગુજરાતી કવયિત્રી થઈ ગઈ, કચ્છનો તત્ત્વજ્ઞાની લોકકવિ મહાત્મા મેકણ એની બાર વર્ષની પહેલી ધૂણી ભીલખામાં તપાવે છે. કચ્છની જુવાની અમદાવાદને આંગણે સિંહનો શિકાર ખેલે છે અને આપબળે અમદાવાદથી આધાર મેળવી કચ્છના જાડેજા રાજ્યની ભૂજમાં સ્થાપના કરે છે ત્યારથી સિલસિલામાં સળંગ કચ્છની રાજભાષા ગુજરાતી રહી છે. ભારતમાં ૧૯૪૭માં સ્વતંત્ર પ્રજાતંત્ર થયું તે પહેલાં પશ્ચિમકાંઠે ગુજરાતથી અલગ એવો કચ્છ પ્રદેશ ગુજરાતને મન પરદેશ હોય એવી ભાવઝલક કચ્છ બહાર રમી રહી, 'કચ્છ' એક અલગ 'ક' વર્ગનું રાજ્ય બન્યું. ૧૯૫૬માં દ્વિભાષી મુંબઈ રાજ્યના જોડાણ લગી કચ્છની આવી અલગ અસ્મિતા જારી રહી. ૧૯૬૦માં ગુજરાતી ભાષાબળના એક જ સંસ્કારના ફળસ્વરૂપ ગુજરાત રાજ્યના ભાગ તરીકે કચ્છ એનું એક અંગ બન્યું અને ગુજરાતની દૃઢ

